# પ રિ ચ ય

સ્વ. શરદ્‌બાબુની કૃતિઓએ પોતાની ગુણસંપત્તિથી વાજબી રીતેજ ગુજરાતને વર્ષોથી મુગ્ધ કર્યું છે. એકથી વધુ અનુવાદકોને હાથે ગુજરાતીમાં ઉતારાઈ જુદાં જુદાં નામથી જુદા જુદા પ્રકાશકો તરફથી પ્રગટ થયે જતી શરદ્‌કૃતિઓ તેમનું એ આકર્ષણ જરાય મંદ પડ્યું નથી એના પુરાવા રૂપ છે. શરદ્‌બાબુની કૃતિઓની એ અખંડ અનુવાદધારાને ચાલુ રાખવા મથતી આ ‘અલકા’ પણ એક રીતે નવા નામે નવા વેષમાં રજૂ થતી એક જાણીતી કૃતિ છે. જાણીતી એટલા સારુ કે એનું વસ્તુ છે ‘ભૈરવી’ નામના ગુજરાતી અનુવાદથી અને ન્યુ થિએટર્સના ‘પૂજારિન’ નામના ચિત્રથી જાણીતી થએલી શરદ્‌બાબુની વાર્તા ‘દેના–પાઓના’નું; નવા વેષમાં એટલા સારુ કે એ કથા અત્ર નવલકથાના નહીં પણ નાટકના સ્વાંગમાં રજૂ થાય છે.

નાટક? ત્યારે શરદબાબુએ નાટકો ય લખ્યાં છે, એમ? વાત એમ છે કે શરદબાબુ પોતે તો મુખ્યત્વે નવલકથાકાર જ છે, પણ તેમની કેટલીક વાર્તાઓનો, જેમ પ્રથમ મૂક અને પછી વાચાલ ચિત્રપટે, તેમ રંગભૂમિએ પણ સારો ઉપયોગ કરી લીધો છે. વસ્તુતઃ જે દેશમાં રંગભૂમિ સંસ્કારી, કાર્યક્ષમ અને પ્રગતિશીલ હોય છે ત્યાં કેટલીક શિષ્ટ નવલકથાઓ નાટક રૂપે રંગભૂમિ પર પણ આવ્યા વિના રહેતી નથી. આ રીતે શરદબાબુની 'ગૃહદાહ,' 'પલ્લીસમાજ,' 'દેના–પાઓના' અને 'દત્તા' એ વાર્તાઓ અનુક્રમે 'અચલા,'

એટલા જ પ્રસંગો અને એટલાં જ પાત્રો, જેટલાંના સુયોગથી કોઈ કરૂણ ભવ્ય મંગલ જીવનનાટક ભજવાઈ જતું હોય.

'અલકા'નું જીવનનાટક ભજવાય છે ચંડીગઢની રંગભૂમિ પર. બીજગામના નવા જમીનદાર જીવાનંદ ચૌધરીને તેના વિધાતા શરદબાબુ તેના ઉધ્ધારાર્થે ચંડીગઢમાં લાવે છે ત્યાંથી વસ્તુ શરૂ થાય છે ને તેના અવસાનની સાથે પૂરું થાય છે. માનવહૃદયની અંતિમ ભલાઈ વિશે આપણને આસ્થાળુ કરે તેવું એ દુરાચારી શરાબી જીવાનંદનું હૃદયપરિવર્તન એ તેનો મુખ્ય વિષય છે. એ પરિવર્તનની વિધાત્રી બને છે અલકા, પૂર્વજીવનમાં જેને પરણી જીવાનંદ તેના જીવનમાંથી અલોપ થઈ ગયો હતો અને જે ત્યારબાદ ષોડશી નામ ધારી ચંડીમાતાની ભૈરવી બની છે. વળી પરિવર્તન એકલું જીવાનંદનું જ નથી થતું, આ ભૈરવીનું પણ થાય છે. એ ષોડશી મટી જઈ, ભૈરવી પદ ફગાવી દઈ સંન્યાસિની મટી સ્ત્રી બને છે, સંસારિણી બને છે તે છે એનું પરિવર્તન. જીવાનંદના પરિવર્તનની સાથોસાથ સહયોગીભાવે ભૈરવીનું આ પરિવર્તન પણ નાટકમાં ગૂંથાઈ ગયું છે.

જે રાતે ચંડીમાતાની જમીનના પૈસા માગવાની ધૃષ્ટતા કરનાર જમીનદારને એકવાર જોઈ લેવા ને તેને બે ચાર શબ્દો સંભળાવી દેવા ષોડશી રોપભેર જીવાનંદ સમક્ષ આવીને ઊભી રહે છે તે રાતથી આ પરિવર્તનનાં ચક્ર ગતિમાન થાય છે અને એ રીતે એમનું એ પહેલું મિલન બન્નેને માટે શુભંકર નીવડે છે, જો કે બાહ્ય દૃષ્ટિએ ભૈરવીને માટે તો એ અકીર્તિકર ને ઉપાધિજનક ઠરે છે. વિલાસી અને નિરૂદ્દેશ જીવનલીલાની અતિતૃપ્તિથી તેમ જ વિફળતાથી થાકેલો જીવાનંદ પરિવર્તન માટે તૈયાર જ હોય છે. પ્રતિષ્ઠાને ભોગે પોતાને બચાવનાર ભૈરવીના એ ભોગની કિંમત ક્ષુદ્ર પૈસામાં કરવા માટે લજ્જિત બનતા જીવાનંદનો મૂર્છિત આત્મા ષોડશીનું ખરું અભિજ્ઞાન થયે જાગી જાય છે. એને પુનઃ અલકા બનવાની જીવાનંદની

પ્રાર્થનાને અશક્ય કહેતી ભૈરવીના હૃદયમાં પણ પરિવર્તનની પ્રક્રિયા આરંભાય છે. જીવાનંદને ઓળખી જવાથી જ એ બદનામી વહોરવાનું જોખમ ખેડીને તેને બચાવે છે તેમાં આ જોઈ શકાશે.

પણ પરિવર્તન પૂરું થતાં તો વાર લાગે છે. ષોડશી તરત જ અલકા બની જાય તો પછી વસ્તુ આગળ કેમ વધે? ને એમ તરત જ એ માની જાય તો એ શરદબાબુની માનસપુત્રી શાની? એને શરદબાબુનાં બધાં સ્ત્રીપાત્રો માફક પૂરતું સ્વમાન છે, ભૈરવી તરીકેની પોતાની પ્રાપ્ત ફરજનો ખ્યાલ છે, તેમ જ સમાજનીતિનોય એણે વિચાર કરવાનો છે. એ ત્રણેય બંધનને ફગાવી દેવા જેવું હજુ એણે જીવાનંદમાં કશું ભાળ્યું નથી. જીવાનંદની પ્રાર્થના એક દારૂડિયાનો ક્ષણિક ઉભરો હતો કે સ્થિર વૃત્તિ તેની પણ એને ખાતરી થઈ નહતી. વળી શરદબાબુની હમેશની રીત પણ એવી કે એવાં બે પાત્રોને પાસે લાવવાં, વળી દૂર લઈ જવાં, વળી પાસે લાવવાં અને એમ એમનાં મનોયાતના, પ્રેમ, ત્યાગ ઇત્યાદિની આકરી તાવણી કરી, બન્નેનાં હૈયાંની એકમેક માટેની ગૂંચો ઉકેલાવી, સ્વમાન, વર્તમાન ધર્મ, અને સમાજમાન્ય નીતિધોરણોને ફેંકી દેવા પૂરતું બળ એ બતાવે ત્યારે જ તેમને એકમેકની પ્રાપ્તિ કરાવવી.

આવી આ જીવાનંદ ને ભૈરવીની તાવણીમાં ચંડીગઢની સ્થાનિક ખટપટ સારો ભાગ ભજવી જાય છે. જનાર્દનરાય, એકકોડી નંદી, શિરોમણિ, આદિ સ્વાર્થી ધૂર્તોની પોતાના માર્ગમાં આડી આવતી ભૈરવીને દૂર કરવાની ખટપટના વમળમાં આ બન્નેને પોતપોતાની રીતે ઘસડાવું પડતું હોવાથી તેમના બાહ્ય આચરણમાં કેટલાક આઘાતપ્રત્યાઘાતો શરૂ થાય છે. ભૈરવી જીવાનંદની કચેરીમાં જતી નથી, અને તેના તથા પેલી ખટપટી જમાતના હુકમની શીંની અવજ્ઞા કરે છે, તો જીવાનંદ માતાની જમીન કોઈ મદ્રાસી સાહેબને વેચી મારે છે અને ષોડશીને ભૈરવીપદેથી દૂર કરવામાં

પોતાની સંમતિ આપે છે. તેમને એકબીજાથી દૂર લઈ જતા ભાસતા આ બાહ્ય સંઘર્ષણ નીચે તે બન્નેનાં અન્તર એકમેકની વધુ નજીક આવવાનું કરતાં હોય છે. એને લીધે નાટ્યકલાને ખાસ આવશ્યક એવું તાણ (Dramatic Tension) અહીં દેખવા મળે છે. ભૈરવી પોતાના ગુરુ જેવા ફકીરસાહેબને જીવાનંદ વિરુધ્ધ હું સાક્ષી નહિ આપી શકું તેમ સંભળાવી દે છે. હેમ કહે છે તેમ ભૈરવી થઈ એટલે તે સ્ત્રી મટી જતી નથી. હેમવતીના ગયા બાદ તે બોલી ઊઠી: 'હેમ, તું આજે ન જાને કેટલાય દહાડાનો મારી આંખો પર બંધાએલો પાટો ખોલી ગઈ છું, બહેન!' [પૃ. ૮૦] આગળ ઉપર નિર્મળને એ કહે છે કે ત્યાર સુધી પોતે કરેલું બધું જ – ધર્મ, કર્મ, વ્રત, સેવા – તેને હવે મિથ્યા લાગે છે. આખરે તે ચાલી જાય છે ત્યારે પણ પ્રફુલ્લના કહેવા મુજબ [પૃ. ૧૩૬] એ મનમાં ને મનમાં જીવાનંદથી ડરતી હતી માટે જ. એ ડર તે પોતાના સંન્યાસિનીધર્મને ધક્કો મારી હૈયામાંની સંસારિણી બહાર આવી જાય તેનો.

જીવાનંદ પણ, આમ તેણે ભૈરવીના હિત વિરુધ્ધ વર્તન કરેલું છે છતાં, કોઇ આંતરપ્રેરણાથી ધકકેલાઇ તેનો સમાગમ શોધતો હોય છે ને તેને પોતાનો બધો ભાર લઇ લેવાની વિનવણી કરતો હોય છે. નિર્મળનો એની સાથેનો સંબંધ શંકી ઇર્ષ્યાકુલ બની તે ભૈરવીને મહેણાંટોણાં સંભળાવે છે, છતાં તે ચાલી જાય એ તેને ગમતું નથી. દસ્તાવેજ ને મંદિરના પટારાની ચાવી ભૈરવી તેને સોંપી ગરીબ ખેડૂતોની રક્ષાની જવાબદારીનો ભાર પણ તેને માથે નાખે છે ત્યારે તો તે ખરેખર અભિભૂત થઇ જાય છે. એ વખતથી તેનું પરિવર્તન પૂરેપૂરું થઇ જાય છે. ભૈરવી જાય છે તે વેળા જીવાનંદની આકુળ પ્રાર્થના.

'હું સંન્યાસી બની જાઇશ? જૂઠી વાત. હવે તો હું જીવવા માગું છું. માણસોની વચ્ચે માણસ બનીને રહેવા માગું છું. મારે

પ્રાર્થનાને અશક્ય કહેતી ભૈરવીના હૃદયમાં પણ પરિવર્તનની પ્રક્રિયા આરંભાય છે. જીવાનંદને ઓળખી જવાથી જ એ બદનામી વહોરવાનું જોખમ ખેડીને તેને બચાવે છે તેમાં આ જોઈ શકાશે.

પણ પરિવર્તન પૂરું થતાં તો વાર લાગે છે. ષોડશી તરત જ અલકા બની જાય તો પછી વસ્તુ આગળ કેમ વધે? ને એમ તરત જ એ માની જાય તો એ શરદબાબુની માનસપુત્રી શાની? એને શરદબાબુનાં બધાં સ્ત્રીપાત્રો માફક પૂરતું સ્વમાન છે, ભૈરવી તરીકેની પોતાની પ્રાપ્ત ફરજનો ખ્યાલ છે, તેમજ સમાજનીતિનોય એણે વિચાર કરવાનો છે. એ ત્રણેય બંધનને ફગાવી દેવા જેવું હજુ એણે જીવાનંદમાં કશું ભાળ્યું નથી. જીવાનંદની પ્રાર્થના એક દારૂડિયાનો ક્ષણિક ઉભરો હતો કે સ્થિર વૃત્તિ તેની પણ એને ખાતરી થઈ નહતી. વળી શરદબાબુની હમેશની રીત પણ એવી કે એવાં બે પાત્રોને પાસે લાવવાં, વળી દૂર લઈ જવાં, વળી પાસે લાવવાં અને એમ એમનાં મનોયાતના, પ્રેમ, ત્યાગ ઈત્યાદિની આકરી તાવણી કરી, બન્નેનાં હૈયાંની એકમેક માટેની ગૂંચો ઉકેલાવી, સ્વમાન, વર્તમાન ધર્મ, અને સમાજમાન્ય નીતિધોરણોને ફેંકી દેવા પૂરતું બળ એ બતાવે ત્યારે જ તેમને એકમેકની પ્રાપ્તિ કરાવવી.

પોતાની સંમતિ આપે છે. તેમને એકબીજાથી દૂર લઈ જતા ભાસતા આ બાહ્ય સંઘર્ષણ નીચે તે બન્નેનાં અન્તર એકમેકની વધુ નજીક આવવાનું કરતાં હોય છે. એને લીધે નાટ્યકલાને ખાસ આવશ્યક એવું તાણ (Dramatic Tension) અહીં દેખવા મળે છે. ભૈરવી પોતાના ગુરુ જેવા ફકીરસાહેબને જીવાનંદ વિરુધ્ધ હું સાક્ષી નહિ આપી શકું તેમ સંભળાવી દે છે. હેમ કહે છે તેમ ભૈરવી થઈ એટલે તે સ્ત્રી મટી જતી નથી. હેમવતીના ગયા બાદ તે બોલી ઊઠી: 'હેમ, તું આજે ન જાને કેટલાય દહાડાનો મારી આંખો પર બંધાએલો પાટો ખોલી ગઈ છું, બ્હેન!' [પૃ. ૮૦] આગળ ઉપર નિર્મળને એ કહે છે કે ત્યાર સુધી પોતે કરેલું બધું જ – ધર્મ, કર્મ, વ્રત, સેવા – તેને હવે મિથ્યા લાગે છે. આખરે તે ચાલી જાય છે ત્યારે પણ પ્રફુલ્લના કહેવા મુજબ [પૃ. ૧૩૬] એ મનમાં ને મનમાં જીવાનંદથી ડરતી હતી માટે જ. એ ડર તે પોતાના સંન્યાસિનીધર્મને ધક્કો મારી હૈયામાંની સંસારિણી બહાર આવી જાય તેનો.

જીવાનંદ પણ, આમ તેણે ભૈરવીના હિત વિરુધ્ધ વર્તન કરેલું છે છતાં, કોઇ આંતરપ્રેરણાથી ધકેલાઇ તેનો સમાગમ શોધતો હોય છે ને તેને પોતાનો બધો ભાર લઇ લેવાની વિનવણી કરતો હોય છે. નિર્મળનો એની સાથેનો સંબંધ શંકી ઇર્ષ્યાકુલ બની તે ભૈરવીને મહેણાંટોણાં સંભળાવે છે, છતાં તે ચાલી જાય એ તેને ગમતું નથી. દસ્તાવેજ ને મંદિરના પટારાની ચાવી ભૈરવી તેને સોંપી ગરીબ ખેડૂતોની રક્ષાની જવાબદારીનો ભાર પણ તેને માથે નાખે છે ત્યારે તો તે ખરેખર અભિભૂત થઇ જાય છે. એ વખતથી તેનું પરિવર્તન પૂરેપૂરું થઇ જાય છે. ભૈરવી જાય છે તે વેળા જીવાનંદની આકુળ પ્રાર્થના.

'હું સંન્યાસી બની જઇશ? જૂઠી વાત. હવે તો હું જીવવા માગું છું. માણસોની વચ્ચે માણસ બનીને રહેવા માગું છું. મ'

પ્રાર્થનાને અશક્ય કહેતી ભૈરવીના હૃદયમાં પણ પરિવર્તનની પ્રક્રિયા આરંભાય છે. જીવાનંદને ઓળખી જવાથી જ એ બદનામી વહોરવાનું જોખમ ખેડીને તેને બચાવે છે તેમાં આ જોઈ શકાશે.

પણ પરિવર્તન પૂરું થતાં તો વાર લાગે છે. ષોડશી તરત જ અલકા બની જાય તો પછી વસ્તુ આગળ કેમ વધે? ને એમ તરત જ એ માની જાય તો એ શરદબાબુની માનસપુત્રી શાની? એને શરદબાબુનાં બધાં સ્ત્રીપાત્રો માફક પૂરતું સ્વમાન છે, ભૈરવી તરીકેની પોતાની પ્રાપ્ત ફરજનો ખ્યાલ છે, તેમ જ સમાજનીતિનોય એણે વિચાર કરવાનો છે. એ ત્રણેય બંધનને ફગાવી દેવા જેવું હજુ એણે જીવાનંદમાં કશું ભાળ્યું નથી. જીવાનંદની પ્રાર્થના એક દારૂડિયાનો ક્ષણિક ઉભરો હતો કે સ્થિર વૃત્તિ તેની પણ એને ખાતરી થઈ નહતી. વળી શરદબાબુની હમેશની રીત પણ એવી કે એવાં બે પાત્રોને પાસે લાવવાં, વળી દૂર લઈ જવાં, વળી પાસે લાવવાં અને એમ એમનાં મનોયાતના, પ્રેમ, ત્યાગ ઇત્યાદિની આકરી તાવણી કરી, બન્નેનાં હૈયાંની એકમેક માટેની ગૂંચો ઉકેલાવી, સ્વમાન, વર્તમાન ધર્મ, અને સમાજમાન્ય નીતિધોરણોને ફેંકી દેવા પૂરતું બળ એ બતાવે ત્યારે જ તેમને એકમેકની પ્રાપ્તિ કરાવવી.

આવી આ જીવાનંદ ને ભૈરવીની તાવણીમાં ચંડીગઢની સ્થાનિક ખટપટ સારો ભાગ ભજવી જાય છે. જનાર્દનરાય, એકકોડી નંદી, શિરોમણિ, આદિ સ્વાર્થી ધૂર્તોની પોતાના માર્ગમાં આડી આવતી ભૈરવીને દૂર કરવાની ખટપટના વમળમાં આ બન્નેને પોતપોતાની રીતે ધસડાવું પડતું હોવાથી તેમના બાહ્ય આચરણમાં કેટલાક આઘાતપ્રત્યાઘાતો શરૂ થાય છે. ભૈરવી જીવાનંદની કચેરીમાં જતી નથી, અને તેના તથા પેલી ખટપટી જમાતના હુકમની સીધી અવજ્ઞા કરે છે, તો જીવાનંદ માતાની જમીન કોઈ મદ્રાસી સાહેબને વેચી મારે છે અને ષોડશીને ભૈરવીપદેથી દૂર કરવામાં

પોતાની સંમતિ આપે છે. તેમને એકબીજાથી દૂર લઈ જતા ભાસતા આ બાહ્ય સંઘર્ષણ નીચે તે બન્નેનાં અન્તર એકમેકની વધુ નજીક આવવાનું કરતાં હોય છે. એને લીધે નાટ્યકલાને ખાસ આવશ્યક એવું તાણ (Dramatic Tension) અહીં દેખવા મળે છે. ભૈરવી પોતાના ગુરુ જેવા ફકીરસાહેબને જીવાનંદ વિરુધ્ધ હું સાક્ષી નહિ આપી શકું તેમ સંભળાવી દે છે. હેમ કહે છે તેમ ભૈરવી થઈ એટલે તે સ્ત્રી મટી જતી નથી. હેમવતીના ગયા બાદ તે બોલી ઊઠી: 'હેમ, તું આજે ન જાને કેટલાય દહાડાનો મારી આંખો પર બંધાએલો પાટો ખોલી ગઈ છું, બહેન!' [પૃ. ૮૦] આગળ ઉપર નિર્મળને એ કહે છે કે ત્યાર સુધી પોતે કરેલું બધું જ – ધર્મ, કર્મ, વ્રત, સેવા – તેને હવે મિથ્યા લાગે છે. આખરે તે ચાલી જાય છે ત્યારે પણ પ્રફુલ્લના કહેવા મુજબ [પૃ. ૧૩૬] એ મનમાં ને મનમાં જીવાનંદથી ડરતી હતી માટે જ. એ ડર તે પોતાના સંન્યાસિનીધર્મને ધક્કો મારી હૈયામાંની સંસારિણી બહાર આવી જાય તેનો.

જીવાનંદ પણ, આમ તેણે ભૈરવીના હિત વિરુધ્ધ વર્તન કરેલું છે છતાં, કોઇ આંતરપ્રેરણાથી ધકેલાઇ તેનો સમાગમ શોધતો હોય છે ને તેને પોતાનો બધો ભાર લઇ લેવાની વિનવણી કરતો હોય છે. નિર્મળનો એની સાથેનો સંબંધ શંકી ઇર્ષ્યાકુલ બની તે ભૈરવીને મહેણાંટોણાં સંભળાવે છે, છતાં તે ચાલી જાય એ તેને ગમતું નથી. દસ્તાવેજ ને મંદિરના પટારાની ચાવી ભૈરવી તેને સોંપી ગરીબ ખેડૂતોની રક્ષાની જવાબદારીનો ભાર પણ તેને માથે નાખે છે ત્યારે તો તે ખરેખર અભિભૂત થઇ જાય છે. એ વખતથી તેનું પરિવર્તન પૂરેપૂરું થઇ જાય છે. ભૈરવી જાય છે તે વેળા જીવાનંદની આકુળ પ્રાર્થના.

'હું સંન્યાસી બની જઇશ? જૂઠી વાત. હવે તો હું જીવવા માગું છું. માણસોની વચ્ચે માણસ બનીને રહેવા માગું છું. મારે

ઘર જોઈએ છે, ગૃહસ્થાશ્રમ જોઈએ છે, સ્ત્રી જોઈએ છે, બાળકો જોઈએ છે. અને મૃત્યુ જે દિવસે રોકયું નહિ રોકાય તે દિવસે એમની બધાંની આંખો આગળ હું ચાલ્યો જવા માગું છું. પરંતુ, આ બધી પ્રાર્થના કરું કોના સમક્ષ ?'

જોતાં લાગે કે જીવાનંદ હવે પહેલાંનો જીવાનંદ નથી રહ્યો.

પણ ભૈરવી તે વેળા ચાલી જાય છે. ચાલી ન જાય તો પછી જીવાનંદના પરિવર્તન પછીનું વર્તન કેમ કરીને દેખાડાય ? પાછલો કરુણ અન્ત પણ તો કેમ કરીને લેવાય ? આ પણ જીવાનંદની કસોટી છે. કસોટીમાં એ ઓછો ઉતરતો નથી. પોતાનો ભાર અલકાએ ન લીધો, પણ ઊલટો પોતાની પર મંદિરનો તેમ જ ખેડૂતોનો ભાર તે નાખી ગઈ. તે ભાર એ ધર્મબુધ્ધિથી વહે છે. દારુ ને પિસ્તોલ તે તજે છે, ઘર બળી જતાં હાથવગા પૈસાનો ઉપયોગ તે ફરી બંધાવવામાં નહીં પણ ખેડૂતો માટે પૂલ બંધાવવામાં કરે છે, ને સૌથી મોટું તો એ કે માતાની જમીન પેલા મદ્રાસીના પંજામાંથી છોડાવવા માતાના પૈસાથી પોતાની જ સામે ખેડૂતો પાસે એ દાવો મંડાવે છે. આ કલ્યાણકારી પ્રવૃત્તિમાં તે લિવરના વ્યાધિથી ઘસાઈ ગયેલી કાયાને સાવ ઘસી નાખે છે. તેમાં પેલા પૂલ પરથી પડી જતાં તેની અંતઘડી આવી પહોંચે છે. હવે તે અલકાને પામવાનો અધિકારી બની ચૂકયો છે, એટલે અલકા ન આવે ને જાય કયાં ? ભૈરવી હેમવતીના પિતાને બચાવવા ને જીવાનંદને તેડી જવા આવે છે, પણ બહુ મોડું થઈ ગયું છે. જીવાનંદ 'અલકા ? આવી પહોંચી તું ? . . . પરંતુ હવે સમય નથી રહ્યો !' કહી, જતાં પહેલાં એને પામ્યાનો સંતોષ લઈ 'વિશ્વદેવ, આ જીવનનું શેષ દાન શું નિ:શેષ કરીને જ લઈ લીધું ?' ઉચ્ચારી દુનિયાની વિદાય લે છે. એ વેળાના અલકાના—હા, અલકાના : ભૈરવીના ય નહીં ને ષોડશીના ય નહીં—શબ્દો 'પતિદેવ, સ્વામી !' આપણા કાનમાં આર્ત ચીસ સાથે અથડાઈ

મર્માઘાત કરે છે. જીવાનંદના પરિવર્તન પછી છેક છેલ્લે ભૈરવીના પૂરા પરિવર્તન સાથે જ નાટક પણ અવસાન પામે છે.

નવલકથાની મૂળ વાર્તાનો અન્ત આવો શોકપર્યવસાયી નથી આવતો. ત્યાં તો પોતાને લેવા આવેલી અલકાને જીવાનંદ પૂછે છે, 'પણ મારા ખેડૂતો? એ લોકોનું આપણે ત્યાં વંશપરંપરા જમા થએલું ઋણ?' અલકા જવાબ આપે છે: 'આપણે એ વંશપરંપરા ચૂકવવું પડશે.' અને જીવાનંદ અલકા સાથે ચંડીગઢથી ચાલી નીકળે છે. અહીં નાટકમાં કરુણ અન્ત લાવવામાં, નાટકો કરુણાન્ત હોય તો જ વધુ અસરકારક લાગે એવી માન્યતાનો કે ઊર્મિલ બંગાળી માનસનો જ હિસ્સો જોવા કરતાં ખુદ કર્તાની દૃષ્ટિથી જોવું વધુ ઉચિત છે. પોતાના ઉધ્ધારનો સ્વાદ ચાખીને, અલકાને પોતે પામ્યો એનો આનંદ અંતરમાં ભરીને એ આનંદમાં ક્યાંય કોઇ વિક્ષેપ પાડી ન શકે એવી ચિરશાંતિને જીવાનંદ પામે છે એ સારું જ થયું એમ નથી લાગતું? એ પોતે જ, જુઓ, શું કહે છે?

> "અભિમાન પણ કાંઇ ઓછું નહોતું, તો પણ જતાં પહેલાં તને પામ્યો તો ખરો! એથી અધિક પામવાનું દુનિયાદારીની રોજંદી ધાંધલમાં કદાચ ક્યારેક ક્ષુણ્ણ અને ક્યારેક મ્લાન થઇ જાત. પરંતુ હવે એ ભીતિ નથી રહી. આ મિલન હવે ચિરસ્થાયી છે, તેનો વિચ્છેદ ક્યારે ય નથી. અલકા, એ જ ઠીક છે, એ જ ઠીક છે." [પૃ. ૧૭૯]

આપણને ય આ વિચારી 'એ જ ઠીક છે' એમ બોલી ઉઠવાનું મન થાય છે. મૃત્યુની કરુણતામાં અહીં મંગલ અંશ પણ ભળ્યો છે.

કરુણ અન્ત શરદબાબુને બહુ ફાવે છે એમ પણ નહિ? ને એક રીતે જોઇએ તો કરુણતમ અંતો બાદ કરીએ તો પણ શરદ-બાબુનાં લગભગ બધાં જ સર્જનોમાં મુખ્ય રસ તો ભવભૂતિની માફક एको रसः करुण एव... હોય છે. ક્યાંક આછી, ક્યાંક ઊંડી, ધીર

ગંભીર કરુણાની લહરીઓ વાચકહૃદયને અભિષિક્ત કરતી હોય છે. આથી ભવભૂતિની માફક શરદબાબુને માટે પણ તેઓ કરુણરસમાં વિશિષ્ટ છે એમ કહેવાય તો કંઇ જ ખોટું નથી.

પણ મૂળ કથાનું નાટ્યવેષાંતર કરતાં બીજા પણ કેટલાક આને મુકાબલે ગૌણ એવા ફેરફાર કર્તાને કરવા પડ્યા છે, જે મૂળ કથાને આ નાટકની સાથે સરખાવી જોવાથી માલૂમ પડશે. નાટક બનતી નવલકથાએ કેટલાક ફેરફારો તો ખમવા પડે જ, કારણ, નવલકથાના કરતાં નાટકનું કલાવિધાન કેટલીક બાબતમાં જુદું છે. નવલકથા એ શ્રાવ્ય કે વાચ્ય સાહિત્યપ્રકાર છે, નાટક એ અભિનયપ્રયોગથી માણવાનો દૃશ્ય પ્રકાર છે. આથી નવલકથામાં લેખકને કથાકાર ઉપરાંત ભાષ્યકાર બની પોતાનાં પાત્રોના મનોવ્યાપારો, આશયો વગેરે સમજાવવાની સવડ હોય છે તે નાટકકારને નથી હોતી. તેણે પોતાની જાતને બહાર તારવી લઇ પોતાનાં પાત્રોને જ પોતાની મેળે બોલતાં, કામ કરતાં, રમતાં મૂકી દેવાં પડે છે. નવલકથામાં બનાવોનો પથારો નભી જાય, નાટકમાં એવો વિસ્તાર હોય તો એ મંદગતિ બની જાય, એટલે કાર્યની ઝડપ વધારવા માટે વિગતોના તિરસ્કરણ (Art of omission) ની કલા સાધી ઘનીકરણ કરવું નાટકમાં ખાસ જરૂરી થઇ પડે. આથી નવલકથાને નાટ્યક્ષમ બનાવવા જતાં મૂળના બનાવોમાંથી કેટલાક કાઢી નાખવા પડે, કેટલાકને પાસે પાસે લાવી દેવા પડે, કેટલુંક સૂચિત રાખવું જોઇએ અને નાટ્યદૃષ્ટિ માગતી હોય તો, ક્યાંક કશુંક ઉમેરવું પણ જોઇએ. અહીં 'અલકા'માં પહેલા અંકના ત્રીજા પ્રવેશમાં સાગરવાળો તથા હેમવતી ને નિર્મળવાળો પ્રસંગ તથા ભૈરવીને પદભ્રષ્ટ કરવાનું કહેવા આવતા જનાર્દન – શિરોમણી વગેરે સાથેનો જીવાનંદનો સંવાદ નવલકથાના ક્રમ કરતાં આગળ છે. હેમના દીકરાની પૂજા પછી મૂળકથામાં વર્ણવાતો ફકીરસાહેબના આગમનનો ને તેમના સ્પષ્ટબોલ સંવાદનો પ્રવેશ અહીં સાવ ઉડાવી દીધો છે. નાની મોટી કેટલીક વિગતો તો

ઘણે ઠેકાણે ટૂંકાવી દીધી છે. સંવાદો બને ત્યાં લગી મૂળ કથાના જ રહ્યા છે, છતાં કેટલાક કાઢી નખાયા છે, કેટલાક ટૂંકાયા છે, અને બીજા અંકના પહેલા પ્રવેશમાં નિર્મળ-હેમ સાથેના ષોડશીના સંવાદ જેવા સંવાદમાં તથા અંતમાં કેટલુંક સરસ ઉમેરણ પણ કરવામાં આવેલું જોવાય છે. જીવાનંદ અને ષોડશી માટે તથા પેલાં ખટપટી ગૌણ પાત્રો વિશે મૂળ કથામાં લેખકે પોતે ઘણું કહ્યું હતું તેને બદલે અહીં સંવાદ ને કાર્ય પરથી જ તે શોધી લેવાનું રહે છે. નવા કરુણ અંતને વધુ કરુણ બનાવવા પ્રફુલ્લના પાત્રને નાટકમાં જીવાનંદના અવસાન વેળા તેની સમીપ રાખ્યું છે, ને એકંદરે પણ કથા કરતાં નાટકમાં તેનો ખિલાવ સારો કર્યો છે. જીવાનંદનું પાત્ર પણ વાર્તા કરતાં વહેલું વાચકોની સહાનુભૂતિ જીતવા મંડી જતું અહીં દેખાય છે. વળી એક દેખાઈ આવે એવો ફેરફાર એ પણ થયો છે કે મૂળ કથાની માફક જીવાનંદ તથા નિર્મળ અહીં નાટકમાં ચંડીગઢ ક્યારેય છોડતા નથી. આથી સ્થળની એકતા સાચવવાનો પણ સારો પ્રયાસ થયો જણાય છે. મૂળના મુકદ્દમાની ગૂંચનો પણ જીવાનંદના અવસાનથી અહીં સારી રીતે નિકાલ આવી જાય છે. જીવાનંદના અવસાનમાં એકકોડી ને વલ્લભ ડાકતરની દવા જવાબદાર હોય એવી આછી શંકા ઉપજાવે તેવું તેમનું આલેખન એ પાત્રોના ચિત્રણમાં પણ એકબે નવા રંગો ઉમેરી જાય છે. કરુણ અંત અને આવા ઝીણામોટા ફેરફાર તેના વિધાયકની નાટ્યદૃષ્ટિ તરફ આપણું ધ્યાન ખેંચે છે. આ ફેરફારોથી તેમ જ જેટલું ટૂંકાવ્યું યા જતું કર્યું હોય તેથી ખાસ કશું ગુમાવ્યું હોય એમ તો જણાતું નથી.

નાટકમાં સંવાદ એ મહત્વનું અંગ ગણાય, કારણ પાત્રમાનસની અભિવ્યક્તિ તેની મારફત જ થતી હોય છે. સફળ સંવાદકલાને હાથ કરનાર નાટકકાર અર્ધી બાજી જીતી ગયો સમજવો. નવલકથાઓમાં શરદબાબુને સંવાદકલા પર તો અજબ પ્રભુત્વ હોય છે. અહીં નાટકમાં નવલકથાના જ સંવાદ રહ્યા છે, પણ કેટલેક સ્થળે તેને ટૂંકાવીને

ધારદાર કર્યા છે ને જ્યાં ઉમેર્યું છે ત્યાં મૂળના કરતાં એ વધુ અસરકારક ને ભાવવાહી બન્યા છે. એમાંથી પાત્રોનું વ્યક્તિત્વ, બોલતી વેળાના આશય ને મનોભાવ, કર્તાએ જમાવવા ધારેલો રસ અને કાર્યગતિ બધું જણાઈ આવે છે. વ્યંગોક્તિ, ગાંભીર્ય, આરજૂ, કારુણ્યગર્ભ વિનોદ, કારુણ્ય, મનોમંથન વગેરે ભિન્ન ભિન્ન ભાવોમાં સંવાદ એકસરખી સફળતા મેળવે છે. સંધ્યાના રંગોની માફક એક રસમાંથી બીજામાં ન કળાય એવી રીતે સંક્રમણ કરવાની શરદબાબુની કળા પણ કેટલીકવાર સંવાદોમાં જોવા મળે છે. વાનગી લેખે ઉતારા આપી વિસ્તાર નોતરવાની જરુર નથી, પણ જીવાનંદ ને અલકા વચ્ચેના કેટલાક સંવાદો, અને છેલ્લા પ્રવેશનો સંવાદ વાચકહૃદયના સૂક્ષ્મ તારને હલાવી મૂકે તેવા છે એટલું જ કહેવું બસ છે. સંવાદમાં ધ્વન્યાત્મક સૂચકતા ને સાંકેતિકતાનો પણ સફળ ઉપયોગ કેટલીક વાર થયો છે. નાટકનું છેલ્લું પાનું જુઓ. સૂર્યાસ્ત થાય છે, જીવાનંદની અંતઘડી નજીક આવી રહી છે. એ વેળા :

**જીવાનંદ** : સૂર્ય શું અસ્ત થઈ ગયો, ભાઈ?

**પ્રફુલ્લ** : હજી હમણાં જ અસ્ત થયો, ભાઈ!

જીવાનંદનો આતમસૂર્ય પણ એ જ ઘડીએ અસ્ત પામે છે એ જોતાં આ કેવું અર્થપૂર્ણ બની જાય છે! પછી આવતું અલકાનું 'પતિદેવ, સ્વામિ!' એ વાક્ય બે શબ્દમાં કેટકેટલું કહી જાય છે! ને છેલ્લે 'પ્રફુલ્લને શું આજે સાચે જ રજા આપી દીધી, ભાઈ!' એ પ્રફુલ્લનું વાક્ય તો નાટકનું કરુણતમ વાક્ય છે. એ વાંચતી વેળા પ્રફુલ્લ ને જીવાનંદ વચ્ચે પ્રફુલ્લની રજા બાબત અગાઉ થએલા અર્ધરમુજી સંવાદો તરત જ યાદ આવી જાય છે અને તેનું સાર્થક્ય સમજવાની સાથે આ અંતિમ વાક્યની વેદનાનો પણ સાક્ષાત્કાર આપણને થઈ જાય છે. સંવાદોમાં અભિનયની અખૂટ શક્યતાઓને પોષક એવું તત્વ રહેલું છે એ પણ જોઈ શકાય તેમ છે.

એવી અભિનયયોગ્યતા પણ આ નાટકમાં ઓછી નથી. એનો અન્ત ખૂબ અસરકારક રીતે દૃશ્ય બની શકે તેવો છે. શેક્સપીયરના હેમ્લેટ પાત્રની માફક જીવાનંદનું પાત્ર પણ શિશિરકુમાર અને સાયગલ જેવા અનેક કુશળ અભિનેતાઓની શક્તિને બરાબર કસે એવું પાત્ર છે. એની દારૂબાજીનાં તથા અકસ્માત ઉપડી આવતા પેટના દુખાવાનાં દૃશ્યો ઉપરાંત એની ધૃષ્ટતા, પહોંચ, બુદ્ધિમત્તા, પોતાના અધઃપતનનું જાગ્રત ભાન, મનોમંથન, ઉદાત્તતા, સેવા-પરાયણતા વગેરે ગુણો પણ ચોપડીના સ્થૂળ કાળા અક્ષરો કરતાં અભિનયની સૂક્ષ્મ છટાઓ દ્વારા અનેકગણી ચોટપૂર્વક વ્યક્ત થઈ શકે તેવા છે. એવી રીતે ભૈરવીનું આત્મગૌરવ, ભેખને અંદરથી ધક્કા મારતું સ્ત્રીત્વ, મંથન, જીવાનંદ સાથે ઉપસ્થિત થતી તંગ અને નાજુક પરિસ્થિતિઓ અને અન્તનો હૃદયભેદક પ્રવેશ પણ અભિનયને માટે પૂરતો ખોરાક પૂરો પાડે છે. વળી હસમુખો વફાદાર પ્રફુલ્લ, ખટપટી એકકોડી, સ્વાર્થી રાયસાહેબ, હલકો તારાદાસ, શૂરો ભૈરવીપૂજક સાગર, સુજાતાનું સ્મરણ કરાવતી ભોળી પતિપરાયણા સંસારિણી હેમવતી—એકમેકમાં જેનો સેળભેળ (overlapping) થઈ ન જાય એવું પોતપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવતી આ પાત્રચમૂ પણ આ નાટકની દૃશ્યતાને ઉપકારક બને તેમ છે. અને સૌથી મહત્ત્વની વાત તો એ કે નાટકનું કાર્ય મંદગતિ નથી, પણ પહેલા પ્રવેશમાં જીવાનંદના ચંડીગઢ આવવાના બનાવથી શરૂ થઇ અન્ત સુધી એકધારી સતત ગતિથી આગળ વધ્યે જ જાય છે, જે ભજવવા યોગ્ય નાટકની પહેલી જરૂરત ગણાય.

પ્રતિવર્ષ સારું ભજવવા યોગ્ય નાટક ખોળવાની આપદા વેઠતા ગુજરાતી જુવાનોએ કોઇવાર આ નાટકને ભજવવાની તક લેવા જેવી છે. એમાં બંગાળી વાતાવરણ ને પાત્રો આવે તેની કશી ફીકર નહીં. કળા પ્રાદેશિક સીમાડાઓને ઓળખતી નથી.

આવી શિષ્ટ કૃતિનું સ્વાગત કરતાં મને આનંદ થાય છે. એ તક મને આપવા બદલ અનુવાદકનો હું આભારી બન્યો છું. અનુવાદ ને અનુવાદક વિશે કશું બોલવાનું બંગાળીના અધૂરા ને હિંદીના પૂરા જ્ઞાન વિનાના મારા જેવા માણસ માટે અશક્ય છે. પણ જેવું છે તેવું આ પુસ્તક વાંચી જતાં અનુવાદકે મૂળ કૃતિની ધારને ગુજરાતીમાં બુઠ્ઠી બનવા દીધી નહીં હોય એમ તો લાગે છે જ. ભાષા પરત્વે આટલું કહી શકાય તેમ છે કે ક્વચિત દેખા દેતી વાક્યબંધની શિથિલતા અને જોડણીની ભૂલો દૂર થઇ શકી હોત તો સારું હતું.

કાન્તરાય જો. રાવળ

હીરાબાગ, એલિસબ્રિજ
અમદાવાદ

# અનુવાદકનું નિવેદન

ગૂજરાતે શરદબાબુને અદ્યાપિપર્યંત માત્ર ટૂંકી વાર્તાઓ અને લાંબી નવલકથાઓના અપ્રતિમ લેખક તરીકેજ પિછાણ્યા છે, પરંતુ તેઓ એક સારા નાટકકાર પણ હતા. અલબત્ત તેમણે સ્વતંત્ર નાટકો નથી રચ્યાં, પરંતુ તેમણે પોતાનીજ નવલકથાઓને નાટકમાં રુપાંતર કરી હતી અને બંગાળાની રંગભૂમિ પર એ નાટકો અત્યંત સફળતાપૂર્વક ભજવાયાં હતાં. એવીજ એમની એક સુપ્રસિદ્ધ નવલકથા 'દેના–પાઓના' પરથી રચાયેલ નાટક 'ષોડશી'નો આ અનુવાદ છે.

મુરબ્બીશ્રી રાવળ સાહેબે એનો વિદ્વત્તાભર્યો પરિચય લખી આપી મને સદાને માટે તેમનો આભારી કર્યો છે.

અંતે શરદબાબુની અન્ય કૃતિઓના મારા બીજા અનુવાદો ગુજરાતી વાંચકવર્ગે જેમ અપનાવી લીધા છે, તેમ આને પણ અપનાવી લેશે એવી આશા સાથે વિરામું છું.

ધનતેરશ–'૯૫
ધોળકા

માણેકલાલ જોશી

## અંક પહેલો
## પ્રવેશ પહેલો

સ્થળ : ચંડીગઢ-ગામનો રસ્તો

લગભગ ત્રીજા પહોરનો સમય છે. ચંડીગઢના સાંકડા ગ્રામ્યમાર્ગ પર સંધ્યાની ધૂસર છાયા ઊતરતી આવે છે. પાસે જ બીજગામના જમીનદારની કચેરીના દરવાજાનો થોડોક ભાગ દેખાય છે. બે વટેમાર્ગુઓ એ રસ્તે ઝડપભેર ચાલ્યા જતા જણાય છે. તેમની જ પાછળ પાછળ એક ખેડૂત ખેતરનું કામકાજ પતાવીને ઘેર પાછો ફરતો હોય છે. તેના ડાબા ખભા પર હળ અને જમણા હાથમાં લાઠી છે—એ આગળ ચાલતા બળદને લક્ષ્ય કરીને કહેતો હોય છે, 'ધોળિયા, સીધો ચાલ બેટા, સીધો ચાલ! કાળિયા, પાછો ફર! વળી પાછું પારકાના ખેતરમાં મોં ઘાલ્યું કે?'

કચેરીના મુનીમ એકકોડી નંદી ધીરેધીરે પ્રવેશ કરે છે અને ઉત્કંઠિત આશંકાથી એક તરફ ગરદન ઊંચી કરી કોઈ એક વસ્તુ જોવાની કોશીશ કરે છે. તેના પાછળના રસ્તાથી વિશ્વેશ્વર ઝડપથી પ્રવેશ કરે છે. તે કચેરીમાં જમાદાર હોઈ, ઉઘરાણીએ ગયો હતો. તેને અકસ્માત સમાચાર મળ્યા કે બીજગામના નવા જમીનદાર જીવાનંદ ચૌધરી ચંડીગઢ આવે છે. લગભગ બે ગાઉ પર તેમની પાલખી ઉતારીને ઊંચકનારાઓ થોડીવાર માટે આરામ કરવા બેઠા છે, હવે આવતા જ હશે.

**વિશ્વંભર** : નંદી સાહેબ, ઊભા ઊભા શું કરો છો ? હજૂર તો હમણાં જ આવી પહોંચ્યા સમજો !

**એકકોડી** : ( ચમકીને મોં ફેરવે છે. આ દુઃસંવાદ કલાકેક પહેલાંથી તેને કાને પડયો છે. તે ઉદાસ સ્વરે કહે છે ) હૂં !

**વિશ્વંભર** : 'હૂં' કેમ ? ખુદ હજૂર પોતે આવે છે !

**એકકોડી** : ( વિકૃત સ્વરે ) આવે છે તે હું શું કરૂં ? કશા ખબર નહિ, કાંઈ સમાચાર નહિ. — લ્યો, હજૂર આવે છે! હજૂર તે શું ધડથી માથું તો જુદું નહિ કરી નાખે ને !

**વિશ્વંભર** : ( આ આકસ્મિક ઉત્તેજનાનો આશય ન સમજી શકવાથી ક્ષણવાર મૌન રહ્યા બાદ ) અરે, તો શું તમે જાન હથેલી પર રાખીને બેઠા છો ?

**એકકોડી** : જાન હથેલી પર રાખવાની કયાં વાત છે ! મામાની મિલકત મળી છે, તે એને કોઈ બાપની મિલકત તો કહેશે નહિ ! તું જાણે છે વિશ્વંભર, કે એમને કાલીમોહન બાબુએ હાંકી કાઢ્યા હતા, એમને ઘરમાં પણ નહોતા પેસવા દેતા. તેમને તો વારસામાંથી બાતલ કરવા માટે બધી તૈયારીઓ થઈ ચૂકી હતી, કે તેવામાં જ બાબુજી ઓચિંતા ગુજરી ગયા, અને આ ભાઇનાં નસીબ જોરદાર કે એ જમીનદાર બની ગયા. નહિ તો આજે ઊભા રહેવાનું પણ કયાં કયાંય ઠેકાણું હતું ? હું શું બધું નથી જાણતો !

**વિશ્વંભર** : પરંતુ જાણીને શું ફાયદો મળવાનો છે, કહો જોઇએ ! આ મામો નથી, ભાણેજ છે. આ વાત જો એને કાને પહોંચી તો ઘરમાં પાછળ દીવો કરનાર પણ નહિ રહેવા દે. પકડીને તરત બંદુકે જ ઉડાડશે. એવા કેટલાયને મારીને આ જમીનમાં દાટી દીધા છે, જાણો છો ? ડરનું માર્યું કોઈ વાત સુધ્ધાં નથી કરી શકતું.

**એકકોડી :** હા,—વાત સુધ્ધાં નથી કરી શકતું! મોટા લાટસાહેબનો દીકરો ખરોને ?

**વિશ્વંભર :** અરે, પાછો ઊપરથી પૂરો શરાબી! એને શું હોશ રહે છે કે દયામાયા ઊપજે છે! બંદૂક, પિસ્તોલ, કે છરી–છરા સિવાય તો એક ડગલું પણ નથી ભરતો. તમને જો મારી નાખ્યા તો પછી શું કરશો, કહો જોઇએ ?

**એકકોડી :** તું પણ તે દહાડે જીલ્લા કચેરીમાં તો ગયો હતો—એને જોયો હતો ?

**વિશ્વંભર :** ના, બરાબર તો નહોતો જોયો, પણ જોયો જ સમજોને! આ મોટા થોભિયા, મોટી મોટી મૂછો, આ પહોળી છાતી, કરેણના ફૂલ જેવી રાતી રાતી મોટી આંખો કોડાની જેમ આમતેમ ચકળવકળ થતી હતી . . . .

**એકકોડી :** વિશ્વંભર, તો ચાલ, આપણે નાસી જઇએ!

**વિશ્વંભર :** અરે, નાસી જઇને પણ એનાથી કેટલા દહાડા બચી શકશો, નંદીસાહેબ ? ચોટી ઝાલીને ખેંચી લાવશે, અને જમીન ખોદીને એમાં દાટી દેશે.

**એકકોડી :** તો હું શું કરૂં, બતાવ તો ? એ શરાબી આવીને જો એમ કહી બેઠો કે હું તો શાંતિકુંજમાં જ રહીશ, તો પછી ?

**વિશ્વંભર :** કેટલીય વાર તમને કહ્યું હતું નંદીસાહેબ, કે આવું કામ ન કરો, ન કરો, ન કરો. વરસે ને વરસે બરાબર શાંતિકુંજની મરામત ખાતે ખોટા ખરચો લખતા ગયા, આ ગરીબના કહેવા પ્રતિ જરા પણ ધ્યાન ન આપ્યું!

એકકોડી : તું પણ કચેરીનો જમાદાર છું, તું પણ.....

વિશ્વંભર : જુઓ, એ બધી શૈતાની વાત જવા દો, કહી દઉં છું. મારા માથે ગુનાનો ટોપલો ઓઢાડચો નહિ કે.....અરે, પેલી એક પાલખી આવતી દેખાય છે !

[ નેપથ્યમાં ભોઇઓનો અવાજ સંભળાય છે. વિશ્વંભર નાસી જવા માટે તૈયાર થયેલા એકકોડીનો હાથ પકડે છે, અને તે છોડાવવાની કોશીશ કરતો એકકોડી કહે છે—

એકકોડી : હાથ છોડ, હરામજાદા !

વિશ્વંભર : ( ધીમેથી પરંતુ મક્કમ સ્વરે ) નાસી ક્યાં જાઓ છો ? પકડાયા તો ગોળીએ મારશે.

[ એટલામાં પાલખી આવી પહોંચે છે. બન્ને સ્વસ્થ બની ઊભા રહે છે. પાલખીની અંદર જમીનદાર જીવાનંદ ચૌધરી બેઠા છે. તે પોતાનું ડોકું બહાર કાઢીને પૂછે છે—

જીવાનંદ : અરે ભાઈ, આ ગામના જમીનદારની કચેરી ક્યાં આવી, તમે કોઈ બતાવી શકશો ?

એકકોડી : ( હાથ જોડીને ) આ બધું ય હજૂરનું જ રાજ્ય છે.

જીવાનંદ : હું રાજ્યની ખબર જાણવા નથી માગતો. કચેરી ક્યાં આવી તે કહેશો ?

એકકોડી : ખબર છે હજૂર ! પેલી દેખાય !

જીવાનંદ : તમે કોણ છો ?

[ એકકોડી અને વિશ્વંભર ઘુંટણે પડી માથું ભોંયે અડાડી નમસ્કાર કરે છે, અને બન્ને ઉઠી ઊભા રહે છે.

એકકોડી : હજૂરનો દાસ, એકકોડી નંદી !

જીવાનંદ : ઓહો, તમેજ એકકોડી કે, ચંડીગઢ સામ્રાજ્યના કર્તાહર્તા ? પરંતુ સાંભળો એકકોડી, એક વાત તમને અત્યારથીજ કહી દઉં. મને ખુશામતની વાતો પસંદ નથી એમ નથી, એ પણ સારી લાગે છે, પરંતુ એ પણ હદમાં હોય ત્યાં સુધીજ મને ગમે છે. એટલી વાત ભૂલી ન જશો. તમારા તાલુકાની આવક કેટલી છે ?

એકકોડી : જી, ચંડીગઢ તાલુકાની આવક પાંચેક હજારની હશે, હજૂર !

જીવાનંદ : પાંચ હજાર ? ઠીક, સારૂં !

[ ભોઇઓ પાલખી નીચે ઉતારે છે. જીવાનંદ બહાર નથી નીકળતો, માત્ર પગ કાઢી જમીન પર મૂકે છે, અને ટટાર બેસીને કહે છે —

જીવાનંદ : ઠીક ! હું અહીં પાંચ છ દિવસ રહેવાનો છું, પરંતુ એ દરમ્યાન મારે દસ હજાર રૂપિયા જોઇએ, સમજ્યા ? તમે બધા ખેડૂતોને ખબર આપી દો કે કાલે એકેએક જણ આવી કચેરીમાં હાજર થાય !

એકકોડી : જેવી આજ્ઞા. આપનો હુકમ છે એટલે કોઈ ગેરહાજર નહિ રહે.

**જીવાનંદ** : આ ગામમાં કોઈ બદમાશ – ઉદ્દંડ માણસો પણ છે કે, જાણો છો ?

**એકકોડી** : જી ના, એવું તો કોઈ,— માત્ર એક તારાદાસ ચક્રવર્તી એવો છે, પરંતુ એ હજૂરનો ખાતેદાર નથી.

**જીવાનંદ** : તારાદાસ કોણ છે ?

**એકકોડી** : ગઢચંડીનો પૂજારી.

**જીવાનંદ** : આ જ માણસે બે વર્ષ પહેલાં એક મુકદ્દમામાં એક ખેડૂત તરફથી મારી વિરૂધ્ધ સાક્ષી આપી હતી, નહિ ?

**એકકોડી** : ( માથું હલાવીને ) હજૂરની નજર બહાર એક પણ વાત નથી હોતી. જી હા, આ એજ તારાદાસ છે.

**જીવાનંદ** : હં ! તે વખતે તેણે મને બહુ મોટા ખરચના ખાડામાં ઉતારી દીધો હતો. એ કેટલી જમીન ખેડે છે ?

**એકકોડી** : ( મનમાં ને મનમાં હિસાબ ગણીને ) સાઠ – સિત્તેર વીઘાથી ઓછી નહિ હોય !

**જીવાનંદ** : તેને તમે આજે જ બોલાવીને કહી દેજો કે વીઘે દસ રૂપિયા મારી સલામીના આપવા પડશે.

**એકકોડી** : (સંકોચસહ) જી, પરંતુ એ તો બીનમહેસૂલી દેવોત્તર જમીન છે, હજૂર !

**જીવાનંદ** : નહિ, દેવોત્તર જમીન આ ગામમાં એક તસુ પણ નથી. સલામી ન મળતાં બધી જ જમીન જપ્ત કરવામાં આવશે.

**વિશ્વંભર** : રસ્તા પર ઊભાઊભા રોવાથી માણસો તો આવી મળશે, પરંતુ દીવાબત્તી અને ખાવાપીવાની ગોઠવણ તો . . . .

**એકકોડી** : તારે છે કાંઈ! તું તો કહે જ ને, પાજી, બદમાશ, હરામજાદા . . . .

[બન્ને જાય છે.



ખાતાં વધેલું થોડુંક એઠું પડી રહ્યું છે – હજી સુધી તે સાફ કરવામાં નથી આવ્યું. તેની પાસેજ ઢાકાની બનાવટનો એક કીમતી દુપટ્ટો, જેને હાથ લૂછીને ફેંકી દેવામાં આવ્યો છે – તે ભોંય પર રગદોળાય છે. જીવાનંદ ચૌધરી આડે પડખે પથારીમાં સૂતેલો છે. એક તરફની બારીનું કમાડ તૂટેલું હોઈ તેમાંથી બહારના એક ઝાડની ડાળનો થોડોક ભાગ અંદર પ્રવેશેલો છે. બન્ને બાજુ દ્વાર છે – તેમાંનું એક દ્વાર ઉઘાડી જીવાનંદનો મંત્રી પ્રફુલ્લચંદ્ર અંદર પ્રવેશ કરે છે.

**પ્રફુલ્લ** : પેલો માણસ અહીં પણ આવ્યો હતો કે, ભાઇસાહેબ?

**જીવાનંદ** : કયો માણસ?

**પ્રફુલ્લ** : આ પેલા મદ્રાસી સાહેબનો માણસ, જે શેરડીની ખેતી અને ખાંડના કારખાના માટે દક્ષિણ તરફનું આખું ય મેદાન ખરીદી લેવા ઇચ્છે છે! સાચેજ તમે શું એને એ જમીન વેચી દેશો?

**જીવાનંદ** : જરૂર! મારે પૈસાની ખૂબ ભીડ છે.

**પ્રફુલ્લ** : પરંતુ તેમ કરવાથી ઘણા ખેડૂતોનું તો સત્યાનાશ વળી જશે!

**જીવાનંદ** : તો છો વળી જતું, પરંતુ મારું તો સત્યાનાશ વળતાં અટકી જશે!

**પ્રફુલ્લ** : બીજા પણ એક સજ્જન બહાર બેઠા છે, એમનું નામ છે જનાર્દનરાય. અહીં આવવા દઉં?

જીવાનંદ : આ તારામાં એક બહુ મોટો દોષ છે પ્રફુલ્લ, કે ખલાસ થઈ ગયેલી વસ્તુને પણ જ્યારે સાવ ખલાસ થતાં જુએ છે ત્યારે તારી આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવે છે. ઠીક, જા તો ભાઈ, અને એકકોડીને જરા મારી પાસે મોકલી આપ તો. અને સાંભળ, તારે શહેરમાં જઈને મદ્રાસી સાહેબ સાથે બધું પાકે પાયે નક્કી કરી આવવું પડશે, સમજ્યો ?

પ્રફુલ્લ : (માથું હલાવો) હજી તો સમય છે, આજે પણ જવું હોય તો જઈ શકાય તેમ છે. સાહેબ પાસે ગાડી છે.

જીવાનંદ : તો તો એની જ ગાડીમાં ચાલ્યો જા.

[ પ્રફુલ્લનું પ્રસ્થાન અને
એકકોડીનો પ્રવેશ.

જીવાનંદ : કેમ, રૂપિયા બરાબર વસૂલ કરો છો ને, એકકોડી ?

એકકોડી : જી હા, હજૂર !

જીવાનંદ : તારાદાસે રૂપિયા આપ્યા ?

એકકોડી : એ સીધી રીતે આપવા નહોતો માગતો, પણ છેવટે જ્યારે કાન પકડાવીને ઘોડદોડ અને બકરાનો નાચ નચાવવાની ધમકી આપી ત્યારે ઠેકાણે આવ્યો, અને પૈસા આપવાની હા પાડી. આજનો એનો વાયદો હતો.

જીવાનંદ : પછી ?

એકકોડી : એને પકડી લાવવા માટે મહાવીરસિંહ સાથે આપના પાલખીવાળાને પણ મોકલ્યા છે.

**જીવાનંદ** : (શરાબ પીને) સારું કર્યું. તમારે ત્યાં અહીં કદાચ વિલાયતી દારૂની દુકાન તો નહીં હોય! ખેર, વાંધો નહીં, મારી પાસે જેટલો જથો છે, તેથી એક દહાડો તો કામ ચાલશે. પરંતુ, હાં, એક બીજી પણ વાત છે, એકકોડી!

**એકકોડી** : શો હુકમ છે?

**જીવાનંદ** : સાંભળો એકકોડી—મેં લગ્ન . . . હા, મેં લગ્ન નથી કર્યાં . . . . અને કદાચ ભવિષ્યમાં પણ ક્યારેય નહિ કરું. (થોડી વાર બાદ) પરંતુ એનો અર્થ એમ નથી થતો કે હું ભીષ્મદેવ બની જાઉં . . . તમે 'મહાભારત' વાંચ્યું છે કે નહિ? — એમાં જે ભીષ્મદેવ આવે છે તેવો થઈને હું નથી બેઠો . . . અને શુકદેવ પણ નથી બની બેઠો . . . અરે, આ બધાની કાંઈ મતલબ બતલબ પણ સમજો છો કે નહિ, એકકોડી? હાં, તો એક જોઈએ, સમજ્યાને?

[એકકોડી શરમનો માર્યો નીચું મુખ કરી ગરદન હલાવે છે.

**જીવાનંદ** : બીજા લોકોની માફક આવી વાતો ગમે તેને મોંએ કરવી મને પસંદ નથી, કારણ કે તેથી ઘણીવાર નુકસાન સહન કરવું પડે છે. ઠીક, તો હમણાં જાઓ.

**એકકોડી** : હું તારાદાસ પાસે જાઉં છું, કારણ કે વચ્ચે એ ક્યાંક ખેડૂતોને બહેકાવી ન મૂકે.

**જીવાનંદ** : ખેડૂતોને બહેકાવી મૂકશે? મારી હાજરીમાં?

**એકકોડી** : હા હજૂર, એવું એ લોકો કરી શકે છે!

**જીવાનંદ** : હું તો માત્ર એક તારાદાસ જ માનતો હતો, તેમાં વળી 'એ લોકો' કોણ ટપકી પડ્યા?

એકકોડી : તારાદાસની છોકરી ભૈરવી. નહીં તો તારાદાસ પોતે એટલો બધો ખરાબ માણસ નથી, ખરું પૂછો તો એ છોકરી જ આ બધા સત્યાનાશની જડ છે. ગામમાં જેટલા બદમાશ, જેટલા ગુંડા છે તે બધા ય જાણે એના ગુલામ છે.

જીવાનંદ : ઠીક ? એની ઉમ્મર શું છે ? દેખાવમાં કેવી છે ?

[ઓરડામાં ધીમે ધીમે સંધ્યાનું
અંધારું ફેલાવા લાગે છે.

એકકોડી : ઉમર તો પચીસ – છવીસ વર્ષની હશે. અને રુપ વિષે પૂછતા હો તો હું તો માત્ર એટલું જ કહીશ કે જાણે કોઈ શૂરવીર સિપાહી જ જોઈ લ્યો. નથી એનામાં નારીનું સૌંદર્ય કે નથી એનામાં નારીનું નારીત્વ. એ તો જાણે સદાકાળ હથિયાર સજી રણક્ષેત્રે જવા તૈયાર થયેલો સૈનિક છે. તેથી તો ગામના લોકો માને છે કે ગઢની એ જ સાક્ષાત ચંડી છે.

જીવાનંદ : (ઉત્સાહ અને કુતૂહલથી સચેતન બની બેઠો થઈને) શું કહો છો, એકકોડી ? ભૈરવીની બધી વાત માંડીને તો જરા કહો, સાંભળું તો ખરો ?

એકકોડી : ભૈરવી એ કોઇનું નામ નથી, હજૂર ! ગઢચંડીની મુખ્ય સેવિકાઓની એ પદવી હોય છે. હાલની ભૈરવીનું નામ ષોડશી છે – એના પહેલાં જે હતી, તેનું નામ માતંગિની હતું. માતાના આદેશને લઇને એમનો સેવક કોઈ પુરુષ નથી થઈ શકતો, તેથી હંમેશાં સ્ત્રીઓ જ થતી આવી છે.

જીવાનંદ : ઠીક . . . એમ વાત છે ? એવું તો આજે જ સાંભળ્યું.

એકકોડી : માતાના આદેશ મુજબ લગનની ત્રીજી રાત બાદ પુનઃ ભૈરવી પોતાના પતિનો સ્પર્શ સુધ્ધાં નથી કરી શકતી. તેથી જ, દૂર પરદેશથી કોઈ દુઃખી ગરીબના છોકરાને પકડી લાવી, તેની સાથે લગ્નના ચાર ફેરા ફેરવી દેવામાં આવે છે, અને પછી એને બીજા જ દિવસે થોડા પૈસા આપી વિદાય કરી દેવામાં આવે છે. પછી એનો કોઈ પડછાયો પણ નથી જોઈ શકતું. એવો નિયમ છે અને એજ પ્રમાણે સદાકાળથી ચાલતું આવ્યું છે.

જીવાનંદ : (હસીને) શું કહો છો એકકોડી, એકદમ સાવ દેશવટો? ભૈરવી પણ અંતે છે તો સ્ત્રી, રાતના એકાન્તમાં એક ગ્લાસ સુધા ભરીને આપવો,—ગરમ મસાલો નાખીને જરા મહાપ્રસાદ બનાવીને ખવડાવવો—શું એમાંનું એ કશું ના કરી શકે?

એકકોડી : (માથું હલાવીને) જી ના, કશું જ નહિ, હજૂર! માતાની ભૈરવી પતિનો સ્પર્શ નથી કરી શકતી, પરંતુ એનો અર્થ એ નથી થતો કે પતિ સિવાય ગામમાં બીજો કોઈ પુરૂષ જ ન રહે. માતંગિની ભૈરવીને પણ મેં જોઈ છે, અને આ ષોડશીને પણ હું જોઈ રહ્યો છું. લોકો શું અમસ્થા જ . . . એણે આપેલી જુબાની જુઓને . . . વાતવાતમાં હજૂર સાથે કોરટદરબાર કરવા તૈયાર થઈ જાય છે.

જીવાનંદ : અને એમાં પાછી રહી એ ભૈરવી! એમાં કશો વાંધો નહી. એકકોડી, જરા દીવો તો સળગાવી દો.

એકકોડી : (દીવો સળગાવીને) હવે હું જાઉં, હજૂર?

જીવાનંદ : ઠીક જાઓ, જરા પેલી ચોપડી આપતા જાઓ.

[ચોપડી આપી, પ્રણામ કરી એકકોડી જાય છે.

[ જીવાનંદ સુઈ જઈ પુસ્તક વાંચવામાં મન પરોવે છે. થોડીવાર પછી બહાર કોકના પગલાંનો અવાજ સંભળાય છે.

**જીવાનંદ** : કોણ ?

**સરદાર** : (**ષોડશીને સાથે લઇ અંદર પ્રવેશ કરીને**) સાલો તારાદાસ તો નાસી ગયો હજૂર, પરંતુ એની છોકરીને પકડી લાવ્યો છું.

**જીવાનંદ** : ( **ચોપડી ફેંકી દઇ સફાળો બેઠો થાય છે, અને આશ્ચર્ય સાથે કહે છે** ) કોને ? ભૈરવીને ? (**થોડીવાર બાદ**) ઠીક કર્યું. તું હવે જા.

[ સરદારનું પોતાના અનુચરો સાથે પ્રસ્થાન.

**જીવાનંદ** : તમારા લોકોનો આજે પૈસા આપવાનો વાયદો હતો. પૈસા લાવી છું ? (**ષોડશીના ગળામાંથી કશો અવાજ નથી નીકળતો**) નથી લાવી . . . કેમ નથી લાવી ?

**ષોડશી** : કારણ કે અમારા લોકો પાસે કશું છે જ નહિ.

**જીવાનંદ** : નથી એટલે તારે આખી રાત નોકરોની ઓરડીમાં કેદ રહેવું પડશે, એનો શું અર્થ થાય છે, એ સમજે છે ?

[ ષોડશી બન્ને હાથે બારણું પકડી રાખી આંખો મીંચી દઈ પોતાને મૂર્છિત થતી અટકાવવાનો પ્રયત્ન કરે છે. તેના ભયાનક ફિક્કા ચહેરા પર જીવાનંદની દૃષ્ટિ પડે છે. તે જોઈ થોડીવાર તે સ્તબ્ધ બની ચુપચાપ બેસી રહે છે. ત્યાર બાદ સહસા તે દીવો લઈ ષોડશીની નજીક જાય છે. દીવો તેના મોં આગળ ધરી તે એકીટશે તેનો ગેરુઆ રંગનો ઝબ્બો,

તેના વિખરાયેલા અને રૂક્ષ વાળ, તેના ફિક્કા પડી ગયેલા ઓઠ અને સબળ સ્વસ્થ દેહ—એ બધું જાણે કે તે પોતાની બન્ને ફાટી આંખોએ ચુપચાપ પી જવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક સમય વીતી જાય છે.

**જીવાનંદ** : ( પાછો ફરી, દીવાને યથાસ્થાને મૂકી, શરાબની બાટલીમાંથી લાગલાગટ કેટલાય ગ્લાસ દારૂ પીને–) તારું નામ ષોડશી, નહિ ? ( ષોડશી ચુપચાપ ઊભી રહે છે ) તારી ઉમ્મર કેટલી ? ( કશો જવાબ ન મળતાં કઠોર સ્વરે ) મૂગા રહેવાથી કશો અર્થ નહિ સરે, જવાબ આપ !

**ષોડશી** : ( મૃદુ સ્વરે ) મારી ઉમ્મર અઠ્ઠાવીસ વર્ષની છે.

**જીવાનંદ** : ઠી...ક ! એ વાત જો સાચી હોય તો, તું આજે છેલ્લાં ઓગણીસ વીસ વર્ષ થયાં આ ભૈરવીપદ ભોગવી રહી છું, એટલે પૂરતો સંભવ છે કે એ દરમ્યાન તેં પુષ્કળ પ્રમાણમાં નાણાં એકઠાં કરી લીધાં હશે ! તો પછી આપી કેમ નથી દેતી ?

**ષોડશી** : આપને તો હું પહેલેથી જ કહી ચૂકી છું કે મારી પાસે પૈસા નથી.

**જીવાનંદ** : ન હોય તો જેમ અન્ય લોકો કરે છે તેમ કર. જેમની પાસે પૈસા હોય તેમને ત્યાં જમીન ગીરો મૂકીને અથવા વેચાણ આપીને પૈસા ભર.

**ષોડશી** : બીજા લોકો તેમ કરી શકે, કારણ કે એમને જમીન એમની પોતાની માલિકીની હોય છે. પરંતુ દેવોત્તર જમીનને ગીરો મૂકવાનો અથવા વેચાણ કરવાનો મને અધિકાર નથી.

[જીવાનંદ સુઈ જઈ પુસ્તક વાંચવામાં મન પરોવે છે. થોડીવાર પછી બહાર કોકના પગલાંનો અવાજ સંભળાય છે.

**જીવાનંદ** : કોણ ?

**સરદાર** : (**ષોડશીને સાથે લઇ અંદર પ્રવેશ કરીને**) સાલો તારાદાસ તો નાસી ગયો હજૂર, પરંતુ એની છોકરીને પકડી લાવ્યો છું.

**જીવાનંદ** : (**ચોપડી ફેંકી દઇ સફાળો બેઠો થાય છે, અને આશ્ચર્ય સાથે કહે છે**) કોને ? ભૈરવીને ? (**થોડીવાર બાદ**) ઠીક કર્યું. તું હવે જા.

[સરદારનું પોતાના અનુચરો સાથે પ્રસ્થાન.

**જીવાનંદ** : તમારા લોકોનો આજે પૈસા આપવાનો વાયદો હતો. પૈસા લાવી છું ? (**ષોડશીના ગળામાંથી કશો અવાજ નથી નીકળતો**) નથી લાવી . . . કેમ નથી લાવી ?

**ષોડશી** : કારણ કે અમારા લોકો પાસે કશું છે જ નહિ.

**જીવાનંદ** : નથી એટલે તારે આખી રાત નોકરોની ઓરડીમાં કેદ રહેવું પડશે, એનો શું અર્થ થાય છે, એ સમજે છે ?

[ષોડશી બન્ને હાથે બારણું પકડી રાખી આંખો મીંચી દઈ પોતાને મૂર્છિત થતી અટકાવવાનો પ્રયત્ન કરે છે. તેના ભયાનક ફિક્કા ચહેરા પર જીવાનંદની દષ્ટિ પડે છે. તે જોઇ થોડીવાર તે સ્તબ્ધ બની ચુપચાપ બેસી રહે છે. ત્યાર બાદ સહસા તે દીવો લઈ ષોડશીની નજીક જાય છે. દીવો તેના મોં આગળ ધરી તે એકીટશે તેનો ગેરુઆ રંગનો ઝબ્બો,

ષોડશી : (શિર હલાવીને) ના, એ જુદી વાત છે.

જીવાનંદ : (થોડીવાર ચુપ રહીને) તારા પહેલાંની બધી ભૈરવીઓ શરાબ પીતી, . . . સાચું છે ? માતંગી ભૈરવીનું ચારિત્ર્ય સારું ન હતું – અત્યારે પણ એ વાતના સાક્ષીઓ હાજર છે. એ વાત સાચી કે જુઠી ?

ષોડશી : (લજ્જીત મૃદુ સ્વરે) સાચી વાત તો સાંભળું છું.

જીવાનંદ : સાંભળું છે ! ઠીક. તો સહસા તું જ કેમ આ પરંપરા મૂકી દઇને, ગોત્રનો ત્યાગ કરીને, સારી બનવાનો વૃથા પ્રયાસ કરે છે ? (સહસા બેઠો થઇને કઠોર સ્વરે) સ્ત્રીઓ સાથે લાંબી માથાફૂટ કરવી યા તેમની ઇચ્છાઅનિચ્છા જાણવાનો પ્રયાસ કરવો મને ગમતો નથી. તું સારી હોય કે ખરાબ, ઢેકૂં ભાંગીને ધૂળ કરવા માટે પણ મારી પાસે સમય નથી. મારું કહેવું એટલું જ છે કે ચંડીગઢની આગલી ભૈરવીઓ જેમ વર્તતી હતી, તેજ પ્રમાણે તું પણ વર્તે એટલું જ મારે માટે પૂરતું છે. આજે તારે અહીં જ રહેવું પડશે.

[હુકમ સાંભળી ષોડશી વજ્રાહતની માફક એકવાર તો પત્થરની મૂર્તિ જેમ સ્તબ્ધ બની ઊભી રહે છે.

જીવાનંદ : તારી બાબતમાં હું શાથી નરમ બની ગયો છું, તે હું પોતે જ નથી સમજી શકતો. બીજી કોઇએ આટલી બેઅદબી કરી હોત તો એને ક્યારનીય દરવાનોની ઓરડીમાં મોકલી આપી હોત. એવી ઘણીયને મેં મોકલી આપી છે.

ષોડશી : (અકસ્માત રોઈ પડે છે, અને ગળે સાડલાનો છેડો નાંખી, કાલાવાલા કરતી હાથ જોડીને કહે છે) મારી પાસે જે કાંઈ છે, તે લઇને મને મુક્ત કરો.

જીવાનંદ : શા સારુ ? આવું રોકકળ પણ મારે માટે નવું નથી, તેમ આવી ભીખની યાચના પણ હું આજે કાંઈ પહેલીવાર નથી સાંભળતો. પરંતુ એ બધીયને પતિપુત્ર હતા – એમની એ યાચના કંઈક સમજી શકાય તેવી હતી. (ષોડશી આશંકાની મારી ધ્રૂજી ઉઠે છે) પરંતુ તારે તો એવું કશું બંધન છેજ નહિ. છેલ્લાં પંદર સોળ વર્ષ થયાં તેં તારા પતિનો પડછાયો સુધ્ધાં નિહાળ્યો નથી. તે સિવાય તમારામાં આવી બાબતનો કશો દોષ પણ ગણાતો નથી.

ષોડશી : (હાથ જોડીને આંસુઓથી રુંધાયલા સ્વરે) એ સાચું છે કે પતિની સ્મૃતિ મને બરાબર નથી, પરંતુ એ છે તો ખરાને! હું આપની સમક્ષ સાચું જ કહું છું કે આજપર્યંત મારે હાથે દોષ લાગે એવું એક પણ કાર્ય નથી થયું. દયા કરીને મને જવા દો . . . .

જીવાનંદ : (મોટા અવાજે) મહાવીર . . . .

ષોડશી : (ડરની મારી રોઈ પડીને) આપ ભલે મને જાનથી મારી નાખો, પરંતુ . . . .

જીવાનંદ : ઠીક છે, એ બધી બહાદુરીની વાતો એમની ઓરડીમાં જઈને પછી કરજે. મહાવીર . . . .

ષોડશી : (જમીન પર આળોટી પડીને અને રડતાં રડતાં) કોઈની મજાલ નથી કે મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મને અહીંથી લઈ જઈ શકે. મારી જે દુર્દશા થવાની હોય તે થાય – મારા પર જે કાંઈ અત્યાચાર થવાનો હોય તે બધા આપની નજર સામે જ થાય – ગમે તેવા તોય આપ બ્રાહ્મણ છો. આપ [illegible] ખાનદાન [illegible] [illegible] છો !

જીવાનંદ : (કઠોર નિષ્ઠુર હાસ્ય કરતો) તારી વાતો સાંભળવામાં તો કંઈ આરામ નથી. પરંતુ [illegible] રડતાં કોઈ [illegible] દયા [illegible]

નથી થતી. હું એવું બહુ સાંભળ્યા કરું છું. સ્ત્રીઓ પ્રતિ મને બહુ લોભ નથી – જે મને સારી ન લાગે તેને હું હંમેશાં મારા નોકરોને જ સોંપી દઉં છું. તને પણ સોંપી દેત – માત્ર આજે જ કોણ જાણે શાથી મને મોહ ઉત્પન્ન થયો છે. કાંઈ બરાબર સમજ નથી પડતી– નશો ઉતર્યા સિવાય કશું બરાબર સમજમાં નહિ આવે.

**મહાવીર :** ( બારણા પાસે આવીને ) હજૂર !

**જીવાનંદ :** ( સામેના બારણા તરફ આંગળી બતાવીને ) આને આજની રાત એ ઓરડીમાં પૂરી રાખો. કાલે આગળ ઉપર વિચાર કરીશું.

**ષોડશી :** ( આંસુભરી આંખોએ ) મારા સર્વનાશની બાબત પર ફરી એકવાર વિચાર કરી જુઓ, હજૂર ! કાલે હું પછી કોઇને મારું મોં પણ નહિ દેખાડી શકું.

**જીવાનંદ :** માત્ર એકાદ બે દિવસ. ત્યાર બાદ દેખાડી શકીશ . . . ઉફ ! લીવરનો દુ:ખાવો આજે સવારથી જ થોડો થોડો થયા કરતો હતો. હવે અચાનક તે એકદમ વધી ગયો . . . . હવે વધારે માથું ન ખા . . . . જાઓ !

**મહાવીર :** (ધમકાવતો) હવે ઉઠે છે કે નહી રાં . . . . ચાલ !

**જીવાનંદ :** (એકદમ રાડ નાખી મહાવીરને ધમકાવતો) ખબરદાર, સુવ્વરના બચ્ચા, સીધી રીતે વાત કરતાં ચૂંક આવે છે ! હવે પછી ક્યારેય મારા હુકમ વિના જો કોઈ સ્ત્રીને પકડી લાવ્યો, તો બંદૂકે જ દઈશ. ( માથાનું ઓશીકું પેટ નજીક ખેંચીને ઊંધો પડી દર્દનો માર્યો અસ્ફુટ આર્તનાદ કરીને ) આજની રાત એ કોટડીમાં પૂરાઈ રહે, કાલે તારા

સતીપણાનો ફેંસલો થઈ જશે. ઓફ!....અરે, લઈ કેમ જતો નથી, મારી સામેથી એને લઈ જા.

મહાવીર : (મૃદુ સ્વરે) ચાલો!

[ષોડશી આજ્ઞાનુસાર જોડેની ઓરડીમાં જવા તત્પર થાય છે કે તેવામાં....

જીવાનંદ : ષોડશી, જરા ઉભી રહે....અત્યારે પ્રફુલ્લ અહીં નથી, તે શહેરમાં ગયો છે...તને વાંચતાં તો આવડતું હશે?

ષોડશી : હા, આવડે છે.

જીવાનંદ : તો જરા મારું એક કામ કરતી જા. પેલું જે બોક્સ છે, તેમાં એક નાનું કાગળનું ખોખું છે. તેમાં થોડી નાની મોટી શીશીઓ છે–એમાં જે પર 'મોરફીયા' લખેલું હોય, તેમાંથી થોડી ઉંઘવાની દવા મને આપી જા. પરંતુ ખૂબ સાવધાનીથી દવા લેજે. એ મહાભયાનક જીવલેણ ઝેર છે. મહાવીર, જરા દીવો દેખાડજે.

[મહાવીર દીવો બતાવે છે.

ષોડશી : (દીવાના અજવાળામાં કંપતા હાથે શીશી કાઢીને) કેટલી આપું?

જીવાનંદ : તને કહ્યું તો ખરું, એકદમ થોડી. મારામાં ઉઠવાની શક્તિ પણ નથી રહી, મારા હાથ અત્યારે મારા કબ્જામાં નથી, અને આંખોનું પણ ઠેકાણું નથી. એમાં જ એક કાચની ચમચી પડી હશે, અરધી ચમચી કરતાં પણ ઓછી આપવાની છે. જો જરા પણ માત્રા વધી ગઈ તો પછી એની નિદ્રામાંથી તારી ચંડીનો બાપ પણ જાગૃત નહિ કરી શકે.

[ દવા માપસર લેતાં ષોડશીનો હાથ કંપે છે. અંતે ઘણી મહેનત બાદ ઘણી સાવધાની સાથે નિર્દેશાનુસાર દવા લઈ પાસે આવી ઊભી રહે છે.

જીવાનંદ : (હાથ લંબાવી એ ઝેરી દવાને પોતાના હાથમાં લઈ મોંમાં નાખતાં) બહુ જ ઓછી લાવી છું – કદાચ એટલાથી કશી અસર પણ નહિ થાય. ઠીક, ભલે એટલી જ રહી !

[ ષોડશી દવા આપ્યા બાદ નજીકની ઓરડી પાસે જઈ અંદર દાખલ થવા જાય છે, એવામાં એકકોડી અત્યંત વ્યસ્ત અને વ્યાકુલ ભાવે અંદર દાખલ થાય છે અને આમતેમ જોઈ નજીક જઈ જીવાનંદના કાનમાં કાંઈક કહે છે. તે સાંભળી જીવાનંદના મુખ પર ખાસ ફેરફાર થતા દેખાય છે. ષોડશી બારણા નજીક જ સ્થિર થઈ ને ઊભી રહી જાય છે.

જીવાનંદ : (હાથ હલાવી ષોડશી પ્રતિ) તારે કશું ડરવાનું કારણ નથી, આવ, અહીં આવ. (ષોડશી પાસે આવતાં) પોલીસે આખું મકાન ઘેરી લીધું છે–મેજીસ્ટ્રેટ સાહેબ અંદર દાખલ થઈ ચૂક્યા છે, હમણાં આવતા જ હશે. (ષોડશી ચમકે છે) જિલ્લા મેજીસ્ટ્રેટ સવારીમાં નીકળેલા છે, ગાઉ પર એ પડાવ નાખીને પડ્યા છે. તારા પિતાએ રાતે જ એમની પાસે જઈને બધી વાત જાહેર કરી દીધી છે. એટલું જ હોત તો જાણે ઠીક, પરંતુ સાહેબ પોતે મારા પર પહેલેથી જ બહુ ખફા છે. તેમણે ગયે વર્ષે મને બે વાર ફસાવવા પ્રયત્ન કર્યો હતો, પણ હું નહોતો સપડાયો – આજે હવે બરાબર મને સપડાવ્યો છે (કહી જરા હસી પડે છે)

એકકોડી : (એકદમ ફિક્કા ચહેરે) હજૂર, આ વખતે તો અમે પણ ભેગા માર્યા જઈશું.

જીવાનંદ : સંભવ છે. (ષોડશી પ્રતિ) બદલો લેવો હોય તો આ બહુ સરસ તક છે. મને જેલમાં પણ ધકેલી દઈ શકીશ.

ષોડશી : આમાં જેલમાં ધકેલવા જેવું શું છે?

જીવાનંદ : કાયદો છે. તદુપરાંત સાહેબના પંજામાં સપડાયેલો છું. બાદુડબાગાનની મેસમાં રહેતો હતો ત્યારે એના પંજામાં સપડાઈને એકવાર પંદર દિવસ મારે એના મહેમાન બનવું પડયું હતું. એક પણ જામીન નહોતો સ્વિકાર્યો—અને ત્યારે જામીન થાય પણ કોણ?

ષોડશી : (ઉત્સુક કંઠે) આપ શું ક્યારેય બાદુડબાગાનની મેસમાં રહેતા હતા?

જીવાનંદ : હા. તે સમયે હું એક પ્રણયકાંડનો નાયક બન્યો હતો—પરંતુ નાલાયક આયાન ઘોષ પણ આદુખાઈને પાછળ પડયો હતો—પોલીસમાં સોંપીને જ શાંત થયો હતો. ખેર, એ તો બહુ લાંબો કિસ્સો છે. સાહેબ મને ભૂલી નથી ગયો—બરાબર ઓળખે છે. આજે પણ નાસી જાત, પરંતુ આ દર્દને લિધે ખાટલો પકડી રાખવો પડયો છે, જરાક હાલવાની પણ શકિત નથી રહી.

ષોડશી : (કોમળ કંઠે) આપનું દર્દ શું હજી નથી નરમ પડયું?

જીવાનંદ : ના, અને આ દર્દ ક્યારેય મટવાનું પણ નથી.

ષોડશી : (થોડીવાર ચુપ રહીને) મારે શું કરવાનું છે?

જીવાનંદ : માત્ર એટલું જ કહેવાનું કે તું તારી પોતાની રાજીખુશીથી અહીં આવી હતી, અને પોતાની રાજીખુશીથી અહીં

એકકોડી : (એકદમ ફિક્કા ચહેરે) હજૂર, આ વખતે તો અમે પણ ભેગા માર્યા જઈશું.

જીવાનંદ : સંભવ છે. (ષોડશી પ્રતિ) બદલો લેવો હોય તો આ બહુ સરસ તક છે. મને જેલમાં પણ ધકેલી દઈ શકીશ.

ષોડશી : આમાં જેલમાં ધકેલવા જેવું શું છે?

જીવાનંદ : કાયદો છે. તદુપરાંત સાહેબના પંજામાં સપડાયેલો છું. બાદુડબાગાનની મેસમાં રહેતો હતો ત્યારે એના પંજામાં સપડાઈને એકવાર પંદર દિવસ મારે એના મહેમાન બનવું પડયું હતું. એક પણ જામીન નહોતો સ્વિકાર્યો—અને ત્યારે જામીન થાય પણ કોણ?

ષોડશી : (ઉત્સુક કંઠે) આપ શું ક્યારેય બાદુડબાગાનની મેસમાં રહેતા હતા?

જીવાનંદ : હા. તે સમયે હું એક પ્રણયકાંડનો નાયક બન્યો હતો—પરંતુ નાલાયક આયાન ઘોષ પણ આદુખાઈને પાછળ પડ્યો હતો—પોલીસમાં સોંપીને જ શાંત થયો હતો. ખેર, એ તો બહુ લાંબો કિસ્સો છે. સાહેબ મને ભૂલી નથી ગયો—બરાબર ઓળખે છે. આજે પણ નાસી જાત, પરંતુ આ દર્દને લિધે ખાટલો પકડી રાખવો પડયો છે, જરાક હાલવાની પણ શકિત નથી રહી.

ષોડશી : (કોમળ કંઠે) આપનું દર્દ શું હજી નથી નરમ પડયું?

જીવાનંદ : ના, અને આ દર્દ ક્યારેય મટવાનું પણ નથી.

ષોડશી : (થોડીવાર ચુપ રહીને) મારે શું કરવાનું છે?

જીવાનંદ : માત્ર એટલું જ કહેવાનું કે તું તારી પોતાની રાજીખુશીથી અહીં આવી હતી, અને પોતાની રાજીખુશીથી અહીં

રહી છું. એના બદલામાં હું બધી ય દેવોત્તર સંપત્તિ જતી કરીશ, હજાર રુપિયા રોકડા આપીશ. અને બેટરોગાદના રુપિયાનું તો નામજ નહિ લઉં.

[એકકોડી કાંઈક કહેવા માગે છે, પરંતુ ષોડશીના મુખ પ્રતિ જોઈને રહી જાય છે.

ષોડશી : (સીધું જોઈને) આ રીતે કબૂલ કરવાનો અર્થ શું થાય છે, એ આપ સમજો છો ? એ પછી પણ મારે શું પૈસાટકા અને જમીનજાયદાદની જરુર રહેશે, એની આપને ખાત્રી છે ?

જીવાનંદ : (સફેદ પૂણી જેવા મુખે) ઠીક કહે છે ષોડશી, તું બરાબર કહે છે. જિંદગીમાં તેં આજપર્યંત પાપ નથી કર્યું – અને તું એ કરી પણ નથી શકતી એ પણ સાચી વાત છે. (જરા હસીને) રુપિયા પૈસાના બદલામાં પોતાની ઇજ્જત નથી વેચી શકાતી – એ વાત હું ભૂલીજ ગયો હતો. ભલે તો, જે સાચી વાત હોય તે જ તું કહેજે – જમીનદાર તરફથી તારા પર હવે કોઈ પ્રકારનો આત્યાચાર નહિ થાય.

[એકકોડી વ્યાકુલ બની પાછો કાંઈક કહેવા માગે છે, પરંતુ બંધ બારણા પર વારંવાર ઠોકવાનો અવાજ સાંભળી તે ફિક્કો પડી જાય છે, અને ચુપ રહે છે.

જીવાનંદ : (જરા ઊંચા સ્વરે) દ્વાર ખુલ્લાં છે, ચાલ્યા આવો.

[બારણું ઉઘડે છે. મેજીસ્ટ્રેટ, ઇન્સ્પેક્ટર, થોડાક સિપાઇઓ અને તારાદાસ ચક્રવર્તી અંદર પ્રવેશ કરે છે.

તારાદાસ : (અંદર પ્રવેશ કરતાં જ શેકકળ કરતો) ધર્માવતાર, હજૂર, આ રહી મારી દીકરી, માતા ચંડીની ભૈરવી. આપની દયા ન હોત તો હજૂર, આ લોકો પૈસા ખાતર મારી દીકરીને મારી નાખત, ધર્માવતાર !

મેજીસ્ટ્રેટ : (ષોડશીને પગથી માથાસુધી નિરખીને) તમારું જ નામ ષોડશી કે ? તમને જ ઘેરથી પકડી લાવીને અહીં પૂરી રાખ્યાં છે, આ લોકોએ ?

ષોડશી : (માથું હલાવી) ના, હું મારી પોતાની રાજીખુશીથી અહીં આવી છું. કોઇએ મારા દેહને સ્પર્શ નથી કર્યો.

તારાદાસ : (ખૂબ બરાડા કરી મૂકે છે) ના હજૂર, સાવજુઠી વાત છે–ગામ આખું સાક્ષી છે. દીકરી મારી રાંધતી હતી, એ વખતે આઠ આઠ સિપાઈ આવી મારી દીકરીને મારતા મારતા ઘસડી ગયા હતા.

મેજીસ્ટ્રેટ : (જીવાનંદ પ્રતિ વાંકી નજરે જોતાં ષોડશીને) તમે ડરો ના, હવે ડરવાનું કારણ નથી, જે હોય તે સત્ય કહી દો. તમને તમારા ઘેરથી પકડી લાવવામાં આવ્યાં હતાં ?

ષોડશી : ના, હું મારી પોતાની રાજીખુશીથી આવી છું.

મેજીસ્ટ્રેટ : તમારે અહીં આવવાની શી જરુર હતી ?

ષોડશી : મારે કામ હતું.

મેજીસ્ટ્રેટ : આટલી રાત વીતી જવા છતાં તમને ઘેર જવાનું મોડું થતું નહોતું ?

તારાદાસ : (બૂમાબૂમ કરતો) ના, હજૂર, એ બધી જુઠી વાત છે – બધી જોડી કાઢેલી – પહેલેથી તે છેલ્લે સુધી ભણાવી રાખેલી વાતો કહે છે.

મેજીસ્ટ્રેટ : (એના પ્રતિ ધ્યાન દેતાં માત્ર જરાક સ્મિત કરે છે અને મોંએથી સીસોટી વગાડતો પહેલાં બંદૂક અને પછી પિસ્તોલ ઉઠાવીને જીવાનંદને) -- I hope, you have permission for this? *

[ધીરે ધીરે ઘર બહાર ચાલ્યો જાય છે. તારાદાસ હતબૂધ્ધિશો સ્તબ્ધ અને માયાભિભૂત જેવો બની ઊભો રહે છે.

મેજીસ્ટ્રેટ : (નેપથ્યમાં) મારો ઘોડો લાવ.

[ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાય છે.

તારાદાસ (અકસ્માત પોતાના હૃદયવિદારક રુદનથી બધાને ચકિત કરતો પોલીસ કર્મચારીના પગે પડી રડે છે) બાબુસાહેબ, મારી શી દશા થશે! મને તો હવે જમીનદારના માણસો જીવતો જ દાટી દેશે!

ઇન્સ્પેકટર : (એ ઉમ્મરમાં જરા મોટા છે. તે વ્યસ્ત બની એકદમ તેને બેઠો કરે છે અને સદય કંઠે કહે છે) તમે ડરો છો શા માટે મહારાજ, તમે જેમ રહેતા હતા, એમ જ જઇને રહો! ખુદ મેજીસ્ટ્રેટ સાહેબ તમારી પડખે છે – તમારા પર હવે કોઈ કશો અત્યાચાર નહિ કરી શકે. (કહી વાંકી નજરે જીવાનંદ તરફ જુએ છે)

તારાદાસ : (આંખો લૂછતો) સાહેબ તો ગુસ્સે થઇને ચાલ્યા ગયા, બાબુસાહેબ!

.................................................................

* મને આશા છે કે આને માટે તમારી પાસે પરવાનો હશે?

ઇન્સ્પેક્ટર : (સ્મિત કરીને) ના મહારાજ, એ ગુસ્સે નથી થયા, — પરંતુ હા, આજની મશ્કરી એ સહેલાઇથી ભૂલી જશે એવું તો નથી લાગતું. તદુપરાંત અમે લોકો હજી જીવતા બેઠા છીએ, થાણું પણ હજી જીવતું છે, પછી શાનો ડર છે! (જીવાનંદ પ્રતિ પુનઃ વાંકી નજરે જોઇને થોડીવાર બાદ) હવે ચાલો મહારાજ, ચાલીએ. આવી અંધારી રાતે હજી અમારે લાંબે જવાનું છે!

સબ ઇન્સ્પેટર : (જે ઉમ્મરમાં નાનો છે તે જરા હસીને) છોકરીને અહીં રહેવા દઇને મહારાજ શું એકલા જ આવશે?

[આ વાત સાંભળી પોલીસો સુધ્ધાં હસી પડે છે. એકકોડી છત તરફ એકીટસે જોઈ રહે છે. તારાદાસની આંખોનાં આંસુ ક્ષણવારમાં અગ્નિ-શિખામાં ફેરવાઈ જાય છે.

તારાદાસ : (ષોડશી પ્રતિ કઠોર દ્રષ્ટિએ જોઇને ગર્જના કરીને) જવું જ હશે તો હું એકલો જ જઈશ. હવે શું આનું હું ફરીથી મોં જોઈશ — આને ફરીથી મારા ઘરમાં પગ મૂકવા દઈશ, એમ આપ સમજો છો? —

ઇન્સ્પેક્ટર : (હસીને) એ તો જેવી તમારી ઈચ્છા — તમે એનું મોં ભલે ન જુઓ — કોઈ તમને સોગંદ ખવડાવતું નથી મહારાજ. પરંતુ જેનું ઘર છે તેને ઘરમાં પેસવા ન દઈ નાહકની પાછી બીજી આફત ન વ્હોરી લેતા!

તારાદાસ : (ઉછળીને) ઘર કોનું છે? ઘર તો મારૂં છે. મેં જ એને ભૈરવી બનાવી હતી, અને હવે હું જ એને હાંકી કાઢીશ. એ બધાની ચાવી આ તારાદાસના હાથમાં છે. (જોરથી પોતાની છાતી ઠોકીને) નહિ તો એ કોણ છે, જાણો છો? સાંભળવી છે એની માની —

ઇન્સ્પેક્ટર : (એને રોકીને) ઊભા રહો મહારાજ, જરા ઊભા રહો! ગુસ્સામાં આવી પોલીસ સમક્ષ બધી ખાનગી વાતો જાહેર ન કરી દેવી જોઇએ–તેથી તો ઉલ્ટું વધારે આફતમાં આવી પડવા જેવું થાય છે. (ષોડશી પ્રતિ જોઇને) તમારે જવું હશે તો અમે તમને તમારા ઘર સુધી સુરક્ષિત પહોંચાડી જઇશું. ચાલો, હવે નાહકનું મોડું ન કરો.

[ષોડશી નીચી નજર કરી ચુપચાપ ઊભી રહે છે, અને ગરદન હલાવી જણાવે છે – ના!

સબ ઇન્સ્પેક્ટર : (સ્મિત કરીને) હજી કદાચ જવાને વાર હશે, નહિ?

ષોડશી : (મુખ ઊંચુ કરી સબ ઇન્સ્પેક્ટર પ્રતિ જોઇને) હા, આપ સર્વે જઈ શકો છો. મારે હજી થોડી વાર છે.

તારાદાસ : (ઉન્મત્ત જેવો બની જઇને) વાર છે? હરામજાદી, તને જો જીવતી જવા દઉં તો હું મનોહર ચક્રવર્તીના પેટનો નહિ!

[કહી કૂદકો મારી ષોડશીને મારવા ધસે છે.

ઇન્સ્પેક્ટર : (તેને રોકી રાખી ધમકાવીને) જો વધારે લપ્પન-છપ્પન કરી, જો કાંઈ ધાંધલ મચાવી, તો તમને જ હું થાણામાં પકડી જઇશ. ચાલો, ડાહ્યા માણસની જેમ આગળ થાઓ.

[તારાદાસને ખેંચતા ઇન્સ્પેક્ટર અને અન્ય પોલીસ કર્મચારીઓ ચાલ્યા જાય છે. પાછળ એકકોડી પણ ધીમે પગલે બહાર ચાલ્યો જાય છે. દૂર તારાદાસની ગર્જના અને ગાળ-ગલોચના શબ્દો વધુ ને વધુ ક્ષીણ થતા સંભળાય છે.

જીવાનંદ : ( ઈશારાથી ષોડશીને પોતાની વધુ નજીક બોલાવીને ) તું આ બધા લોકો સાથે કેમ ન ગઈ?

ષોડશી : એ લોકો સાથે તો હું આવી નહોતી.

જીવાનંદ : ( કેટલીક ક્ષણો નિરવ રહ્યા બાદ ) તારી સંપત્તિની માફી લખી આપતાં બે ચાર દહાડા નીકળી જશે, પરંતુ રૂપિયા શું તું આજે જ લેતી જઈશ ?

ષોડશી : લાવો, લેતી જઈશ.

જીવાનંદ : ( પથારી નીચેથી નોટોની એક થોકડી કાઢી, ગણતાં ગણતાં ષોડશીના મુખ તરફ વારંવાર જોતો, હસીને કહે છે–) મને કશી વાતમાં શરમ નથી આવતી, પરંતુ આજે મને આ તારા હાથમાં આપતાં સંકોચ થતો હોય તેવું લાગે છે.

ષોડશી : ( શાંત નમ્ર સ્વરે ) પરંતુ શરતો તો આપવાની જ હતીને !

જીવાનંદ : એ વાત જે હોય તે ષોડશી, પરંતુ મને બચાવી લેતાં તેં જે કાંઈ ગુમાવ્યું છે, તેની હું પૈસામાં કિંમત આંકી રહ્યો છું–એના કરતાં તો હું બચ્યો ન હોત, તો એ જ વધારે સારું થાત !

ષોડશી : ( જીવાનંદના મુખ પ્રતિ એકીટસે જોઈ રહીને ) પરંતુ સ્ત્રીઓની કિંમત તો આપ સદાકાળ આ રીતે જ આંકતા આવ્યા છો ! ( જીવાનંદ નિરૂત્તર રહે છે અને થોડીવાર બાદ ષોડશી પુનઃ આગળ બોલે છે) ઠીક છે, આજે જો આપનો એ સિધ્ધાંત બદલાઈ ગયો હોય, તો પૈસા ન હોય તો રહેવા દો, આપે મને કશું આપવાની જરુર નથી. આપ મને નથી ઓળખી શકયા ? પરંતુ જરા બરાબર ધ્યાનપૂર્વક વિચાર કરીને એકવાર જુઓ તો જરા ?

જીવાનંદ : (ચુપચાપ ક્યાંય સુધી નિષ્પલક દૃષ્ટિએ જોઈ રહીને પછીથી ધીમે ધીમે માથું હલાવતો) કદાચ ઓળખી શક્યો છું. શું બચપણમાં તારું નામ અલકા હતું ?

ષોડશી : (તેનો આખોય ચહેરો ચમકી ઉઠે છે) મારું નામ તો ષોડશી છે. કોઈ પણ ભૈરવીનું દશમહાવિદ્યાઓ સિવાય અન્ય નામ નથી હોઈ શકતું. પરંતુ આપને શું અલકા યાદ આવે છે ખરી ?

જીવાનંદ : (નિરુત્સુક સ્વરે) હા, થોડી થોડી યાદ આવે છે. તારી માની વિશીમાં ક્યારેક ક્યારેક જમવા હું જતો. તે વખતે તું બહુ નાની હતી. પરંતુ તેં તો મને સહેલાઇથી ઓળખી કાઢ્યો !

ષોડશી : સહેલાઇથી તો નહિ, પરંતુ ઓળખી કાઢ્યા છે ખરા. અલકાની માને આપ ઓળખો છો ?

જીવાનંદ : હા. શું તે હજી જીવે છે ?

ષોડશી : ના, લગભગ દસ વર્ષ થયાં તેણે તો સ્વર્ગવાસ કર્યો છે. આપને તો એ બહુ ચાહતી હતી, નહિ ?

જીવાનંદ : (ઉદ્વેગસહ) હા, એક વાર આફતની વેળાએ તેની પાસેથી સો રૂપિયા ઉધાર લીધા હતા, જે કદાચ હું પાછા નથી આપી શક્યો.

ષોડશી : હા, હજી આપ એ પાછા નથી આપી શક્યા. પરંતુ એટલા માટે આપ મનમાં કશો વસવસો રાખશો નહિ. કારણ કે અલકાની માએ તમને એ સો રૂપિયા કરજે નહોતા ધીર્યા, એ રૂપિયા આપને જમાઈ તરીકે પહેરામણીમાં આપ્યા હતા. (થોડી વાર ચુપ રહ્યા બાદ) જરા મહેનત કરતાં એ પણ સ્મરણમાં આવે છે કે

એ દિવસ પણ બરાબર આજના જેવો જ આપત્તિનો દિવસ હતો ? આજે ષોડશીનું ઋણ જ અત્યંત ભારે લાગે છે, પરંતુ તે દિવસે નાનીશી અલકાની કુલટા માતાનું દેવું પણ ઓછું ભારે ન હતું, ચૌધરી સાહેબ !

**જીવાનંદ** : એવું જ માનત, જો એ થોડાક રૂપિયા ખાતર પોતાની દીકરી સાથે લગ્ન કરવા માટે મને લાચાર ન કર્યો હોત તો !

**ષોડશી** : લગ્ન કરવા માટે એણે આપને લાચાર નહોતા કર્યા, બલ્કે આપે એને લાચર કરી હતી. પરંતુ ખેર, જવા દો એ બધી ગલીચ આલોચનાને ! આપે તો કાંઈ લગ્ન નહોતાં જ કર્યાં – માત્ર જરા મશ્કરી કરી હતી. ચાર ફેરા ફરી રહ્યા બાદ આપ એવા તો છુમંતર થઈ ગયા કે ત્યાર બાદ કદાચ આજે જ આ પહેલી મુલાકાત થતી હશે.

**જીવાનંદ** : પરંતુ ત્યાર બાદ તો ખરેખરાં લગ્ન પણ થઇ ચૂક્યાં છે – એવું સાંભળ્યું છે !

**ષોડશી** : એનો અર્થ એ કે બીજા કોઇની સાથે ? એમજ ને ? પરંતુ એક નિરુપાય બાલિકાના ભાગ્યમાં આ વિડંબના અગર જો થઈ પણ હોય, તો પણ આપની સાથે એને કશો સંબંધ નથી.

**જીવાનંદ** : ભલે ન જ હોય, પરંતુ તારી મા તો જણાતી હતી કે તને માત્ર તારા બાપથી છૂટી પાડવા ખાતર જ તારા એણે કોક . . . .

**ષોડશી** : . . . . માણસ સાથે ચાર ફેરા ફેરાવ્યા હતા ? સંભવ છે. અલકાની મા પણ જીવતી નથી, અને હું જ અલકા છું યા નથી, એ વાતની આટલા લાંબા સમય બાદ દુશ્ચિન્તા કરવાની પણ આપને જરૂર નથી.

જીવાનંદ : (થોડીક વાર માથું નીચું રાખી ચુપચાપ બેસી રહ્યા બાદ) પરંતુ અલકા, મૂળ વાત કદાચ તું સૌ સમક્ષ જાહેર કરી દે તો . . .

ષોડશી : કઈ મૂળ વાત ? લગ્નનીને ? પરંતુ એ તો અસત્ય જ છે. તે સિવાય એ સમસ્યા અલકા માટે છે, મારે માટે નહિ. આખી રાત અહીં વીતાવ્યા બાદ એ વાત જાહેર કરવાથી ષોડશીના સર્વનાશની માત્રા રતિભર પણ ઓછી નહિ થાય.

જીવાનંદ : (થોડીક ક્ષણો નિરવ રહ્યા બાદ) ષોડશી, આજે હું એટલી બધી અધમ કક્ષાએ ઊતરી ગયો છું કે ગૃહસ્થની કુલવધૂના સોગંદ ખાઇને કહીશ તો તું મનમાં ને મનમાં હસીશ, પરંતુ તે દીવસે અલકાનાં લગ્ન કરીને તેને બીજગામના જમીનદાર વંશની કુલવધૂ તરીકે સમાજના માથે લાદી દેવી યોગ્ય ગણાત ?

ષોડશી : એનો મારી પાસે યોગ્ય ઉત્તર નથી, પરંતુ એ સાચું કાર્ય ગણાત, એ તો હું ચોક્કસ પણે કહી શકું છું. હવે આ બધી વાતો આપની સમક્ષ કરવી નકામી છે. હું જાઉં છું – કોઈ વસ્તુ આપવાનો પ્રયાસ કરીને હવે આપ મારું વધુ અપમાન ન કરશો.

જીવાનંદ : (એકકોડીને પ્રવેશ કરતાં જોઇ, તેના પ્રતિ) એકકોડી, તમારે ત્યાં અહીં કોઈ ડાકટર છે ? એકવાર ખબર મોકલી તેડાવી શકો છો ? એને માગશે એટલી ફી આપીશું.

એકકોડી : ડાકટર છે કેમ નહિ, હજૂર – અમારે ત્યાં વલ્લભ ડાકટર ખૂબ જાણીતો છે, એના હાથે જશ પણ ઘણો છે. (કહી ષોડશી તરફ જુએ છે)

જીવાનંદ : (વ્યગ્ર કંઠે) તો એને બોલાવો એકકોડી, હવે એક મિનિટની પણ વાર ન કરશો.

**એકકોડી :** હું જાતે જાઉં છું, પરંતુ હજૂરને એકલા....

**જીવાનંદ :** (અસહ્ય દર્દને લીધે બીજીજ ક્ષણે એનો ચહેરો ફિક્કો પડી જાય છે, અને એ ઊંધો પડી સૂઈ જાય છે) ઓ...ફ્! હવે સહન નથી થતું!

**ષોડશી :** તમે જઈને વલ્લભ ડાક્ટરને તેડી લાવો, એકકોડી, તે દરમ્યાન હું અહીં સંભાળી લઈશ.

[ એકકોડી ગભરાટસહ બહાર ચાલ્યો જાય છે.

**જીવાનંદ :** (થોડીક વાર સુધી ઊંધા પડ્યા રહ્યા બાદ મુખ ઊંચું કરીને) ડાક્ટર હજી નથી આવ્યો? કેટલે દૂર રહે છે, તું જાણે છે?

**ષોડશી :** નજીકમાંજ રહે છે—પરંતુ ત્રણ ચાર મિનિટમાંજ કાંઈ ઓછો આવી શકે?

**જીવાનંદ :** હજી શું માત્ર ત્રણ ચાર મિનિટજ વીતી છે? મને તો લાગ્યું કે અરધો કલાક વીતી ગયો હશે—યા તો તે કરતાં પણ વધુ સમય થયાં એકકોડી તેને તેડવા ગયો છે. (ઊંધો પડી રહે છે) સંભવ છે કે એ પણ ડરનો માર્યો અહીં ન આવે, અલકા!

[ તેના કંઠસ્વર અને આંખોની દૃષ્ટિમાં નિરાશાની સીમા નથી રહેતી.

**ષોડશી :** (થોડીવાર ચુપ રહ્યા બાદ, સ્નિગ્ધ સ્વરે) ડાક્ટર આવશે, શા માટે નહિ આવે?

**જીવાનંદ :** હવે કદાચ હું નહિ બચી શકું. મને શ્વાસ લેતાં પણ કષ્ટ થાય છે. એવું લાગે છે કે જાણે દુનિયામાં હવે વાયુ જ નથી રહ્યો.

ષોડશી : આપને શું બહુ કષ્ટ થાય છે ?

જીવાનંદ : હં . . . ! અલકા, તું મને માફ કર. (જરા રહીને) હું ઇશ્વર યા ભગવાનમાં માનતો નથી – એવું માનવાની ક્યારે ય જરુર પણ નથી પડી. પરંતુ થોડીક વાર પહેલાં હું મનમાં ને મનમાં એની આરાધના કરી રહ્યો હતો. જીંદગીમાં મેં બહુ પાપ કર્યાં છે, એનો કાંઇ હિસાબ જ નથી. આજે રહી રહીને વારંવાર એજ ખ્યાલ આવ્યા કરે છે કે એ બધું દેવું માથે લાદીને જવું પડશે. (ક્ષણભર રહીને) મનુષ્ય અમર નથી, અને મરવાની ઉમ્મર પર કોઇએ નિશાન નથી કરી મૂકેલું હોતું . . . પરંતુ આ દર્દ હવે મારાથી નથી સહ્યું જતું . . . . ઓફ્ . . . . ! ભાઈ !

[ દર્દની તીવ્રતાને લઇને શરીર આખું ખેંચાઈ જતું જણાય છે. ષોડશી જરા સંકોચાઇને તેની પથારીપર બેસે છે, અને છેડા વડે તેના માથાનો પસીનો લૂછે છે, અને પંખાના અભાવે એ છેડા વડે જ તેને પવન નાખે છે. જીવાનંદ કશું બોલતો નથી, પરંતુ માત્ર તેનો જમણો હાથ લઇને પોતાના ખોળામાં મૂકે છે.

જીવાનંદ : (ક્ષણવાર બાદ) અલકા . . . . !

ષોડશી : આપ મને ષોડશી કહીને જ બોલાવો.

જીવાનંદ : હવે શું તું અલકા નહિ થઈ શકે ?

ષોડશી : ના !

જીવાનંદ : કોઈ દિવસ કોઈ પણ કારણે શું . . . .

ષોડશી : આપ કોઈ બીજી વાત કરો. (જીવાનંદ ચુપ થઈ જાય છે. થોડો વાર બાદ–) દર્દ શું જરા પણ નરમ નથી પડ્યું ?

**જીવાનંદ** : (ગરદન હલાવીને) કંઈક નહિ જેવું ઓછું થયું લાગે છે. ઠીક, જો હું બચી ગયો તો શું તારો કશો ઉપકાર ન કરી શકું ?

**ષોડશી** : ના, હું સન્યાસિની છું – મારા પર અંગત ઉપકાર કરી શકો એવો જરા પણ સંભવ નથી.

**જીવાનંદ** : ઠીક, એવું શું કશું પણ નથી કે જેથી સન્યાસિની પણ પ્રસન્ન થઈ શકે ?

**ષોડશી** : એવું છે ખરું, પરંતુ એટલા માટે આપ શા સારુ વ્યાકુળ થઈ રહ્યા છો ?

**જીવાનંદ** : (જરા ક્ષીણ હાસ્ય કરીને) મારામાં ઘણા દોષ છે, પરંતુ એવો દોષ તો મારા પર આજપર્યંત કોઈએ પણ નથી મૂકયો કે હું પારકા ઉપકારને માટે વ્યાકુળ થઈ જાઉં છું. એ સિવાય અત્યારે કહું છું તેથી સાજો થઈ જતાં પણ એમ જ કહીશ એવું પણ કશું ચોક્કસ નથી – એવું જ તો લાગે છે! હું તો છું જ એવો! સારાય જીવનમાં એના સિવાય કદાચ મારું કશું છે જ નહી!

[ષોડશી ચુપચાપ બેઠી બેઠી તેના માથા પરથી પ્રસ્વેદ લૂછે છે.

**જીવાનંદ** : (સહસા તેનો હાથ પકડીને) સંન્યાસિનીને શું સુખ દુઃખ નથી હોતાં ? તે જેનાથી ખુશ થઈ શકે, દુનિયામાં એવી શું કોઈ વસ્તુ છે જ નહી ?

**ષોડશી** : પરંતુ એ તો આપના હાથની વાત નથી.

**જીવાનંદ** : જે માનવીના હાથની હોય, તેવી કોઈ વાત ?

ષોડશી : એવી છે. સારા થયા બાદ ક્યારેક પૂછશો ત્યારે એનો જવાબ આપીશ.

જીવાનંદ : (તેનો હાથ છાતી પાસે ખેંચીને) ના, ના, સારા થયા બાદ નહિ – આ વિકટ બિમારીની હાલતમાંજ મને તે જણાવ! લોકોને મેં બહુ સતાવ્યા છે, આજે પોતાના દુઃખના સમયે પારકાના દુઃખની, પારકી આશાની વાત જરા સાંભળી લઉં. એનાથી જ મારા દુઃખનો ભાર કાંઈક હલકો થશે.

[ બહાર પગરવ સંભળાય છે. ષોડશી ધીરેથી પોતાનો હાથ ખેંચી લે છે.

ષોડશી : ડાકટર આવી પહોંચ્યા લાગે છે!

[ ડાકટર અને એકકોડીનો પ્રવેશ. ડાકટર સાહેબ ષોડશીને જોઇ પહેલાં તો જરા સ્તબ્ધ થઈ જાય છે, પરંતુ કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના તે દર્દીની પાસે આવી રોગપરિક્ષાના કાર્યમાં ગુંથાય છે. ષોડશી તેજ સમયે ચાલી જાય છે.

એકકોડી : જો સાજા કરી શકશો ડાકટરસાહેબ, તો ઈનામની વાત તો જાણે ઠીક, . . . પરંતુ અમે બધાય તમારા ખરીદેલા ગુલામ થઇને રહીશું.

ડાકટર : (તપાસ પૂરી કરીને) શરીરની જરા પણ દરકાર ન રાખી આ દર્દને આમંત્રણ આપ્યું છે. જો સાવધાનીથી કામ લેવામાં ન આવે તો બરોળ યા લીવર વધી જાય તેમ છે, અને એમાં જોખમ છે. પરંતુ અત્યારથી જ જો પૂરતી દરકાર રાખવામાં આવશે, તો લીવર કદાચ વધતાં અટકી જશે, અને તો તો પછી બહુ ડર રાખવાનું કારણ નહિ રહે. પરંતુ એક વાત ચોક્કસ છે કે એમણે દવા બહુ લાંબો સમય ખાવી પડશે.

**જીવાનંદ** : આ સ્થિતિમાં મારાથી કલકત્તા જઈ શકાય કે નહિ, તે કહી શકશો ?

**ડાકટર** : જો જઈ શકો તો સંભવ છે, નહિ તો જરા પણ સંભવ નથી.

**જીવાનંદ** : અહીં રહેવાથી આરામ થઈ જશે કે કેમ, તે કહી શકશો ?

**ડાકટર** : (કોઈ મહાપ્રવીણ ડાકટરની જેમ માથું હલાવીને) ના જી, એ હું ન કહી શકું. પરંતુ હા, એટલું ચોક્કસ છે કે અહીં રહીને પણ સાજા થઈ શકો છો, અને સંભવ છે કે કલકત્તા જઇને પણ સાજા ન થઈ શકો.

**એકકોડી** : હજૂરનું દર્દ . . . .

**ડાકટર** : આવા દર્દોને એકદમ વધી જતાં પણ વાર લાગતી નથી, અને એકદમ ઘટી જતાં પણ વાર લાગતી નથી. કાલે સવારે જ હજૂર સ્વસ્થ થઈ જાય, એનું કશું કહેવાય નહિ ! પરંતુ એટલું તો ચોક્કસ છે કે મારે ફરી એકવાર આવી જવું પડશે.

[ એકકોડી પાસેથી વીઝીટની ફી લઇને
ડાકટર સાહેબ ચાલ્યા જાય છે.

**જીવાનંદ** : શું થશે, એકકોડી ?

**એકકોડી** : એમાં ડર રાખવાની કાંઈ જરુર નથી હજૂર, દવા હમણાં જ આવી જશે. વલ્લભ ડાકટરની દવાનો એક ડોઝ પેટમાં જતાં જ આરામ થઈ જશે.

**જીવાનંદ** : (ષોડશી જે દરવાજેથી થોડીવાર પહેલાં ચાલી ગઇ હતી, તે તરફ ઉત્સુક દૃષ્ટિથી જોઇને) એમને જરા મોકલીને . . . .

[ એકકોડી બહાર જઇને ક્ષણવાર
બાદ પાછો આવે છે.

એકકોડી : એ તો નથી, ઘેર ચાલ્યાં ગયાં લાગે છે, હજૂર. હવે તો સવાર થવા આવ્યું.

જીવાનંદ : (વ્યગ્ર વ્યાકુળ સ્વરે) મને કહ્યા વગર એ ન જાય. એવું બની જ ન શકે, એકકોડી !

એકકોડી : હજૂર, એ ડાકટરસાહેબ આવ્યા તે વખતે જ ચાલ્યાં ગયાં હતાં. બહાર સરદાર બેઠો છે, એણે એમને જતાં જોયાં હતાં. ભૈરવીજી સીધાં ઘેર ચાલ્યાં ગયાં.

જીવાનંદ : (કેટલીકવાર સુધી આંખોમાં સીધા જોઈ રહીને) તો દીવો હોલવી નાખીને તમે પણ હવે જાઓ, એકકોડી. હું હવે જરા સુઈ જાઉં છું.

[ એકકોડી દીવો હોલવી નાખે છે. જીવાનંદ વેદનામ્લાન મુખે પડખું ફેરવીને સુઈ જાય છે. દીવો હોલવાઇ જતાં જ પ્હો ફાટવાનો ધૂંધલો પ્રકાશ બારીમાંથી અંદર આવે છે.



અંક પહેલો
પ્રવેશ ત્રીજો

સ્થળ · ચંડીમંદીરનો રસ્તો
સમય · કાંઈક બપોર પહેલાં

[ એક ભિખારી અને એની છોકરી પ્રવેશ કરે છે.

**છોકરી** : હવે તો ચલાતું નથી કાકા, માતાનું મંદિર હજી કેટલે રહ્યું ?

**ભિખારી** : પેલું રહ્યું, જો દેખાય, આગળ કેટલા બધા માણસો જતા દેખાય છે, બેટા ! હવે બહુ દૂર નથી.

**છોકરી** : કોઈ ગાતું ગાતું આવે છે કાકા, એને પૂછી જોઈશું ?

[ ગીત ગાતાં ગાતાં બીજા ભિખારીનો પ્રવેશ.

(રાગ : કાલિંગડો)

ભગવંત–ભજન કેમ ભૂલે રે !
ભગવંત–ભજન કેમ ભૂલે રે !
આ સંસાર સલિલ પરપોટો,
ઘડી પલમાં જેમ ફૂટે રે . . .

**પહેલો ભિખારી** : માતાનું મંદિર હજી કેટલે દૂર રહ્યું, ભાઈ ?

**બીજો ભિખારી** : પેલું દેખાય . . . ,

યૌવન ધનનો નથી ભરોસો,
મદ માયામાં ઝૂલે રે;
કાળ કુહાડો લઈ શિર ઉભો,
મનમાં તું શીદ ફૂલે રે . . .

સ્વારથને સાધે તનમનથી,
પરમારથ નવ પૂછે રે;
નામ રટણને છોડી પ્રાણી,
અવગુણ અંતર રુચે રે...

**પહેલો ભિખારી** : અરે, ભાઈ?

**બીજો ભિખારી** : શું કહો છો, ભાઈ?

**પહેલો ભિખારી** : વિષ્ણુગામથી આવું છું ભાઈ, માર્ગ તો જાણે ખૂટતો જ નથી. સાંભળ્યું છે જનાર્દનરાય તરફથી આજ માની પૂજા થવાની છે. બ્રાહ્મણ – સન્યાસી – ભિખારી બધાને માગ્યા પ્રમાણે રાયસાહેબ....

**બીજો ભિખારી** : રાયસાહેબ નહી, રાયસાહેબ નહી, એમના જમાઈ તરફથી પૂજા છે. એ પશ્ચિમમાં મોટા બારીસ્ટર છે, જાણે રાજા જ સમજો. એ પડિયા ભરીને શિખંડ, એક પતરાળું ભરીને મીઠાઈ–બરફી, અને આઠ આના રોકડા....

**ભિખારીની છોકરી** : કેમ કાકા, તમે તો કહેતા હતા ને કે છોકરીઓને લાલ કિનારનો સાડલો પણ આપશેને?

**બીજો ભિખારી** : આપશે, આપશે! જે માંગશો, એ મળશે. રાયસાહેબની દીકરી હેમવતી કોઈને 'ના' કહેતાં તો જાણે શીખી જ નથી.

મોહ–પિશાચ છળે છલબલથી,
ઉર નયનો નવ ખૂલે રે;
ભજ ભગવંત ભૂધરને ભાવે,
ભવ ભવ બંધન તૂટે રે...

**ભિખારીની છોકરી :** કાકા, માંગશો તો તમને પણ એક ધોતિયું મળશે ને ?

**બીજો ભિખારી :** મળશે, જરુર મળશે, જરા પગ ઉપાડીને ચાલવા માંડો . . . .

ભગવંત-ભજન કેમ ભૂલે રે !
ભગવંત-ભજન કેમ ભૂલે રે !
આ સંસાર સલિલ પરપોટો,
ઘડી પલમાં જેમ ફૂટે રે.

[ બધા જાય છે.

[ વાતો કરતાં કરતાં ષોડશી અને ફકીરસાહેબનો પ્રવેશ.

**ફકીર :** મારા કાને જે વાતો આવી, તે સાંભળી મારાથી ચુપચાપ ન બેસી રહેવાયું, એટલે આવી પહોંચ્યો. પરંતુ, તે દિવસે તેં એ માણસને એ રીતે શું કામ બચાવી લીધો, એ વાત તો મારી સમજમાં જ નથી આવતી, ષોડશી.

**ષોડશી :** એક બિમાર માણસને કેદમાં મોકલવો શું સારું કહેવાત, ફકીરસાહેબ ?

**ફકીર :** એ વાતનો નિર્ણય કરવાનો ભાર તો તારા પર નહોતો બેટા, એ કામ તો રાજાનું હતું – એટલા માટે તો સરકારી જેલમાં પણ દવાખાનું હોય છે, બિમાર કેદીઓની ત્યાં પણ સારવાર થાય છે. પણ જો આટલા જ કારણસર તેં એને બચાવી લીધો હોય, તો મારે કહેવું પડશે કે તેં આ અન્યાય કર્યો છે.

[ ષોડશી ચુપચાપ ફકીરના મુખ તરફ જોઈ રહે છે.

**ફકીર** : જે થવાનું હતું તે થઈ ગયું, પણ હવે એ ભૂલ સુધારી લેવી પડશે, ષોડશી.

**ષોડશી** : એટલે ?

**ફકીર** : એ માણસનાં જુલ્મ અને અત્યાચારોની કોઈ સીમા નથી, એ તો તને ખબર છે. એની સજા એને થવી જ જોઇએ.

**ષોડશી** : (ક્ષણવાર સ્તબ્ધ રહીને) હું બધુંય જાણું છું. એમને સજા કરાવવી એ જ સૌને માટે કદાચ ઉચિત છે, પરંતુ મને એ ઝગડામાં નાખવાની જરુર નથી. એની વિરુધ્ધ હું ક્યારેય સાક્ષી નહિ આપી શકું.

**ફકીર** : તે દિવસે તું સાક્ષી ન આપી શકી, એ તો જાણે ઠીક, પણ શું ભવિષ્યમાં પણ ક્યારેય નહિ આપી શકે ?

**ષોડશી** : ના.

**ફકીર** : આત્મરક્ષા ખાતર પણ નહિ ?

**ષોડશી** : ના, આત્મરક્ષા ખાતર પણ નહિ !

**ફકીર** : આશ્ચર્યની વાત છે. (થોડીવાર ચુપ રહીને) તારે હવે મંદિરે જવું છેને, ષોડશી ! હું હવે જાઉં છું.

[ ષોડશી વાંકી વળી નમસ્કાર કરે છે. ફકીર જાય છે. અન્યમનસ્કની જેમ ષોડશી જવા લાગે છે કે એવામાં જ સાગર ઝડપથી આવી તેની સામે ઊભો રહે છે.

**સાગર** : હે મા, તમારા પિતા તારાદાસ મહારાજે, સાંભળ્યું છે કે બધા ઓરડાઓને તાળાં મારી તમને ઘર બહાર કાઢી મૂક્યાં

છે ? કહે છે કે એ બધાએ એકઠા થઈ ઘણું કરીને એવો નિર્ણય કર્યો છે કે તમને ચંડીમંદીરમાંથી હાંકી કાઢી નવી ભૈરવી લાવવી ? એવું નહિ બની શકે મા, સાગર સરદારના જીવતાં બેઠા એવું નહી બની શકે, એ કહી દઉં છું.

ષોડશી : આ ખબર તેં ક્યાંથી સાંભળ્યા, સાગર ?

સાગર : સાંભળ્યા એટલે જ મા, તરત જ તમારી પાસેથી સાચી વાત જાણવા દોડતો આવ્યો છું. તમે સ્ત્રી માણસ રહ્યાં, તમને એકલાં જાણી જમીનદારના માણસો ઘરમાં પેસી જઈ તમને પકડી ગયા, એમાં તમારો શો દોષ ? દોષ તો છે ગામ આખાનો ! દોષ છે આ સાગરનો કે જે પોતાના નાતીલાઓને ત્યાં જઈ આનંદ માણતો હતો—જે પોતાની માની ખબર ન રાખી શકયો. દોષ છે એના કાકા હરીહર સરદારનો કે જે ગામમાં હાજર હોવા છતાં પણ આટલા ભારે અપમાનનો બદલો ન લઈ શકયા.

ષોડશી : એવું જો સાચે જ બન્યું હોત સાગર, તો તમે બે કાકોભત્રિજો હાજર રહીને પણ શું કરી શકવાના હતા, કહે જોઇએ ? જમીનદાર પાસે કેટલાં બધાં માણસો છે, એનો જરા વિચાર કર જોઇએ !

સાગર : એનો વિચાર કરી લીધેલો છે, મા ! એમની પાસે માણસો પણ ઘણા છે, અને સિપાહીદરવાન પણ ઘણા છે. અમને ગરીબ ધારીને એણે અમારા પર જુલ્મ કરવામાં પણ બાકી નથી રાખી. અમે ગરીબ છીએ, એટલે ભલે એ અમારા પર જુલ્મ વરસાવે મા, પણ જો તમારી આજ્ઞા એક વખત મળે તો આ ભૈરવીના શરીરને આંગળી અડકાડનારને એક વાર તો જરુર મજા ચખાડી દઇએ. ગળામાં ફાંસો નાખી રાતોરાત ઘસડી લાવી મા સમક્ષ

બલિદાન દેવા હાજર કરી દઇએ. પછી કોઇની માએ સવાશેર સુંઠ ખાધી નથી કે જે અમને રોકી શકે.

ષોડશી : (કંપી ઉઠીને) આ તું શું બોલે છે, સાગર? તમે લોકો શું આટલા નિર્દયી, આટલા ભયંકર થઈ શકો છો? આટલી જરાક જેટલી વાત સારુ તમને એક માણસને જાનથી મારી નાખવાની ઇચ્છા થાય છે?

**સાગર** : જરાક જેટલી વાત? તમારા દેહને કોઈ આંગળી અડકાડે તેને તમે નાનીશી વાત માનો છો? તારાદાસ મહારાજને પણ અમે લોકો માફ કરી શકીએ છીએ. જનાર્દનરાયને પણ કદાચ માફ કરીએ, પરંતુ તક મળતાં જમીનદારને તો અમે સહેલાઇથી નહિં જવા દઇએ. (ક્ષણવાર અટકીને) પરંતુ એ બધા ગામમાં વાતો કરે છે કે એ રાતે તમે જ એને હાકેમના હાથમાંથી બચાવી લીધો હતો, અને એ લોકો તો વળી એટલે સુધી કહે છે કે તમને કોઈ પકડી નહોતું ગયું, પણ તમે પોતે જ તમારી ઇચ્છાથી ત્યાં ગયાં હતાં?

ષોડશી : એવું પણ હોઈ શકે સાગર, મેં તો સાચી વાત જ કહી હતી.

**સાગર** : એટલે જ તો વધારે લાગી આવે છે મા, કે તમારે મોંએથી ક્યારેય જુઠી વાત નીકળતી નથી. તો પછી આ શું વાત છે! પણ ખેર, એ જે હોય તે, ગામને જે કહેવું હોય તે ભલે કહે, અમે બે ચાર ઘર તો તમને જ અમારાં મા સમજીએ છીએ. તમે જો ચંડીગઢ છોડીને ચાલ્યાં જશો મા, તો અમે પણ તમારી સાથે જ આવીશું, પરંતુ જતાં પહેલાં એટલું તો બતાવતા જઇશું કે કોણ કોણ ગયું અને કોણ કોણ રહ્યું!

[ચાલ્યો જાય છે.

ષોડશી : સાગર, એક વાત તને કહેવાની રહી ગઇ બેટા, કે તમારા લોકોની જવાબદારી કદાચ હું હવે નહિ ઉઠાવી શકું!

[ એકકોડીનો પ્રવેશ.

ષોડશી : કોણ, એકકોડી ?

એકકોડી : (મર્યાદાસહ) આપનીજ પાસે આવ્યો છું.. હજૂરે આપને એકવાર યાદ કર્યાં છે.

ષોડશી : ક્યાં ?

એકકોડી : કચેરીમાં આવી પોતે પ્રજાની ફરિયાદો સાંભળે છે. જો આજ્ઞા હોય તો પાલખી મોકલી આપું.

ષોડશી : પાલખી ? આ એમનોજ પ્રસ્તાવ છે કે તમારી બુધ્ધિનું પરિણામ છે, એકકોડી ?

એકકોડી : જી ના, હું તો નોકર છું. એ ખુદ હજૂરનોજ હુકમ છે.

ષોડશી : (હસીને) તમારા હજૂરમાં વિવેકબુધ્ધિ છે એ હું માનું છું, પરંતુ અત્યારે પાલખીમાં બેસવાની મને ફુરસદ નથી. હજૂરને જઇને કહેજો કે હું બહુ કામમાં છું.

એકકોડી : સાંજે અથવા કાલે સવારે પણ આપને ફુરસદ નહિ હોય ?

ષોડશી : ના.

એકકોડી : ફુરસદ મળત તો ઠીક થાત. હજી બીજા માણસોની ફરિયાદો બાકી છે ને, એટલે ?

ષોડશી : (કઠોર સ્વરે) એમને કહી દેજો એકકોડી – ન્યાય કરવાની બુધ્ધિ એમનામાં હોય તો એ પોતાની પ્રજાનો ન્યાય ભલે

તોળે. હું એમની પ્રજા નથી, મારો ન્યાય તોળવા માટે સરકારી અદાલત ઉઘાડી છે.

[ કહી ષોડશી ત્વરાથી ચાલી જાય છે અને એકકોડી થોડીવાર પર્યંત સ્તબ્ધ ભાવે ઊભો રહી ધીરે ધીરે ચાલ્યો જાય છે. બીજી બાજુથી હેમવતી અને નિર્મળ પ્રવેશ કરે છે. હેમવતીના હાથમાં પૂજાનો સામાન છે.

**હેમવતી** : જે દયાળુ માનવીએ એ દહાડે અંધારી રાતે તમને ઘેર પહોંચાડ્યા હતા, સાચેસાચું બતાવજો કે એ કોણ હતું? મેં તો એને ઓળખી લીધું છે.

**નિર્મળ** : ઓળખી લીધું? તો કહે એ કોણ છે?

**હેમવતી** : આપણી ભૈરવી. પણ એમનો અને તમારો ભેટો ક્યાં થઈ ગયો, એ જ સમજમાં નથી આવતું.

**નિર્મળ** : નથી આવતું? એ મને બહુ દૂર મળી હતી. તમારા ફકીરસાહેબની બાબતમાં ઘણી ઘણી આશ્ચર્યજનક વાતો સાંભળી એમને નજરે જોવા ખૂબ ઉત્સુકતા થઈ હતી. શોધતો શોધતો એમની પાસે જઈ પહોંચ્યો. નદિ કિનારે એમનો આશ્રમ છે. ત્યાં જઇને જોયું તો – તારી ભૈરવી ત્યાં બેઠી હતી.

**હેમવતી** : એ ત્યાં હોય એ સ્વાભાવિક છે, કારણ કે ફકીરસાહેબને એ પોતાના ગુરુ માને છે અને એની ભક્તિ કરે છે. પણ સાચે જ શું તમને અંધારામાં હાથ પકડીને ઘેર સુધી મૂકી ગઈ હતી?

**નિર્મળ** : સાચે જ, એ હાથ પકડીને મૂકી ગઈ હતી. જેવું એ સમજી ગઈ કે આવા તોફાન વરસાદમાં અને ભયંકર અંધકારપૂર્ણ

અજાણ્યા રસ્તા પર હું આંધળા જેવો છું, કે તરત જ તેણે, પોતે એક સ્ત્રી હોવા છતાં, જરાય સંકોચ રાખ્યા વિના હાથ લંબાવીને, મને કહ્યું: 'મારો હાથ ઝાલીને ચાલ્યા આવો.' બીજાને માટે આવું કામ તું ન કરી શકી હોત, હેમ!

હેમવતી : ના.

નિર્મળ : હું જાણું છું. (થોડીવાર ચુપ રહીને) જો હેમ, એ સાચું છે કે તારી ચંડીદેવીની આ ભૈરવીને હું ઓળખી શકયો નહિ હોઉં, પરંતુ એટલું તો અવશ્ય મને સમજાયું છે કે જનતાના સામાન્ય નિયમોથી એના માટે મત બાંધવો એ ઠીક નથી. કાં તો સતીત્વ એ એને માટે સાવ જ ફાલતુ વસ્તુ છે – તમારા લોકોની જેમ તેના યથાર્થ રુપને એ નથી જાણતી – અથવા તો પછી પ્રતિષ્ટા કે બદનામીનો ખ્યાલ સુધ્ધાં પણ એને સ્પર્શી શકતો નથી.

હેમવતી : તમે તે દિવસની જમીનદારવાળી ઘટનાને યાદ કરીને આ બધું કહો છો ?

નિર્મળ : સંભવિત છે. શાસ્ત્રમાં કહ્યું છે કે સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતાનો સંબંધ થઇ જાય છે. મેં તો આટલો લાંબો માર્ગ, દુર્ભેદ્ય અંધકારમાં, એક માત્ર એના જ ભરોંસા પર ધીરે ધીરે એની ઓથમાં રહીને કાપ્યો હતો, એક પછી એક મેં એને અનેક પ્રશ્નો પણ પૂછ્યા હતા, પરંતુ પહેલાં પણ એ જેવી રહસ્યમય હતી, એવી જ રહસ્યમય એ આજે પણ રહી છે – એને જરાય સમજી જ ન શકયો.

હેમવતી : તમારી ચર્ચા પણ ન સાંભળી અને તમારી મિત્રતા પણ ન સ્વિકારી ?

નિર્મળ : ના રે ના, કશું જ નહિ.

**હેમવતી** : (હસીને) જરા પણ નહિ? તમારી તરફથી પણ નહિ?

**નિર્મળ** : આટલી મોટી વાત શું તું માત્ર ઝાંસો દઈને જ કઢાવી લેવા ઇચ્છે છે? પરંતુ પોતાને ઓળખવા માટે પણ સમય લાગે છે, હેમ?

**હેમવતી** : ભલે સમય લાગવા દો, તો પણ પુરુષ ઓળખી જાય છે. પરંતુ સ્ત્રીઓને તો એવો અભિશાપ છે કે એમની આખી જીંદગી પોતાનું ભાગ્ય જાણવાની ચિંતામાં જ વીતી જાય છે.

**નિર્મળ** : (હેમનો હાથ પકડીને) તું શું ગાંડી થઈ ગઈ છું, હેમ? ચાલ, આપણે જરા જલ્દીથી પહોંચવું જોઇએ – નહિ તો કદાચ પૂજામાં મોડું થશે.

[ બન્ને જાય છે.



## અંક પહેલો
## પ્રવેશ ચોથો

સ્થળ · નૃત્ય મંદિર

સમય · પ્રાતઃકાળનો

ગઢચંડીનું મંદિર અને એની સમક્ષ આવેલું વિશાળ ચોગાન. સામે જ ચાર દિવાલોથી વેષ્ટિત આંગણું. આંગણામાંથી નૃત્યમંદિરનો કેટલોક ભાગ દેખાય છે. મંદિરનાં દ્વાર ઉઘાડાં છે. દક્ષિણ બાજુએ આંગણામાં પ્રવેશ કરવાનો માર્ગ છે. પ્રાતઃકાળનો સમય છે – બાળરવિનાં રશ્મિઓ ચારે તરફ ફેલાયેલાં છે. મંદિરના વરંડામાં અને આંગણામાં જનાર્દનરાય, શિરોમણી મહારાજ, નિર્મળ, ષોડશી, હેમવતી તથા અન્ય સ્ત્રી પુરુષો હાજર છે.

શિરોમણી : (ષોડશીને) આજે હેમવતી પોતાના પુત્રના કલ્યાણ અર્થે જે પૂજા કરાવે છે, તેમાં તમારો કશો અધિકાર નહિ રહે – એમણે પોતે પોતાની એ ઇચ્છા અમારી સમક્ષ રજુ કરી છે. એમને આશંકા છે કે તમારા દ્વારા એનું કાર્ય સિધ્ધ નહિ થાય.

ષોડશી : (પડી ગયેલા મુખે) ભલે, જે રીતે એમનું કાર્ય સુસિધ્ધ થાય, એ પ્રમાણે જ એ કરે.

શિરોમણી : અને માત્ર એટલેથી જ વાત અટકતી નથી. ગામના અમે સર્વે આગેવાનો આજે એવા નિર્ણય પર આવ્યા છીએ કે દેવીનું કામ હવે તમારાથી નહિ થઈ શકે. મા ભૈરવી તરીકે હવે તમને નહિ રાખી શકાય. અરે, કોણ છે? જરા તારાદાસ પંડિતને તો બોલાવો.

[ એક માણસ બોલાવવા જાય છે.

ષોડશી : કેમ નહિ થઈ શકે?

**એક વ્યક્તિ** : એ તમે તમારા પિતાના મોંએથી જ સાંભળી લેજો.

**જનાર્દન** ; આવતી ચૈત્ર સંક્રાંતિ ઉપર નવી ભૈરવી નીમવામાં આવશે, એવો પણ અમે નિર્ણય કરી લીધો છે.

[ તારાદાસ એક દસ વર્ષની છોકરી સાથે અંદર આવે છે.

**હેમવતી** : (તારાદાસ તરફ જોઈને) હું જે કાંઈ બધું સાંભળતી આવી છું, પિતાજી, તેથી શું તમે બધા એ વાતોને જ સાચી માની લેશો ?

**તારાદાસ** : શું કરવા ન માની લેવી, કહે જોઇએ ?

**હેમવતી** : (નાની છોકરી તરફ ઈશારો કરીને) આને જ્યારે એ શોધીને લાવ્યા છે, ત્યારે હવે જુઠું બોલવું પણ એમને માટે અઘરું નથી. અને ખરાખોટાની તપાસ તો થવી જોઇએને ? આમાં એકતરફી નિર્ણય તો ન થવો જોઇએ, પિતાજી !

[ બધા આશ્ચર્ય પામે છે.

**શિરોમણી** : (જરા કટાક્ષમાં હસીને) દીકરી મારી બેરીસ્ટરની ગૃહિણી ખરીને, એટલે અત્યારથી જ દલીલબાજી એણે શરુ કરી દીધી. વારુ, એનો ઉત્તર હું આપું છું. (હેમવતીને) આ દેવીનું મંદિર છે – જ્યાં દેવી હાજરાહજૂર રહે છે, એ તો તું માને છે ને, બેટા ?

**હેમવતી** : (ગર્દન હલાવી) હા, એ હું માનું છું.

**શિરોમણી** : જો એમ જ હોય તો પછી આ તારાદાસ બ્રાહ્મણનો દીકરો થઇને મંદિરમાં ઊભો રહીને જુઠું બોલે ખરો, ગાંડી ? (કહી ખડખડાટ હસી પડે છે)

**હેમવતી** : ખુદ તમે પણ બ્રાહ્મણ જ છોને, શિરોમણીજી ! છતાં તમે પણ આ દેવમંદિરમાં ઊભા રહી હમણાં જૂઠાણાનો વરસાદ

તો વરસાવી ગયા. મેં તો એવું ક્યારેય નહોતું કહ્યું કે એમની પાસે પૂજા કરવાથી મારું કાર્ય સિદ્ધ નહિ થાય !

[ શિરોમણી અવાક્ જેવો બની જાય છે.

**જનાર્દન** : (જરા ક્રોધે ભરાઈ તીવ્ર સ્વરે) કોણ કહે છે કે એમ નહોતું કહ્યું ?

**હેમવતી** : ના પિતાજી, મેં નહોતું કહ્યું. અરે કહેવાનું તો દૂર રહ્યું, એ વાતનો ખ્યાલ સરખો પણ મારા મનમાં નથી આવ્યો. બલ્કે, હું તો એમની પાસેજ પૂજા કરાવીશ, ભલે પછી એથી કરીને મારા પુત્રનું કલ્યાણ થાય કે અકલ્યાણ. (ષોડશીને) ચાલો મંદિરમાં, આપણું મુહૂર્ત વીતી જાય છે.

**જનાર્દન** : ( ધૈર્ય ખોઈ અકસ્માત ઊભા થઇ જઇ ભીષણ સ્વરે ) કદી નહિ. હું જીવતો છું ત્યાં સુધી એ મંદિરમાં નહિ દાખલ થઈ શકે. તારાદાસ, જરા એની માની વાત તો સૌને સંભળાવો ! બધા એક વાર સાંભળે તો ખરા !

**શિરોમણી** : ( સાથે જ ઉભો થઇ જઇને ) ના, તારાદાસને રહેવા દો. એની વાત પર કદાચ તમારી દીકરીને વિશ્વાસ નહિ આવે, રાયસાહેબ. એને પોતાને જ કહેવા દો. ચંડીમાતા ભણી મુખ કરીને એ જ પોતાની માની વાત કહી જાય ! કેમ ચેટર્જી ? તમારો શું મત છે, ભટ્ટાચાર્ય ? કેમ ? એ પોતે જ કહે વળી !

[ ષોડશીનું મુખ પીળું પડી જાય છે.

**હેમવતી** : તમે બધા એનો ન્યાય તોળવા માગતા હો, તો ભલે એમ કરી લ્યો, પરંતુ એમની માતાની વાત એમના પોતાના જ

મુખેથી કહેવડાવવા જેટલો ભારે અન્યાય, હું કદાપિ સહન નહિ કરી શકું. (ષોડશી પ્રતિ) ચાલો, તમે મારી સાથે મંદિરમાં....

ષોડશી : ના બહેન, હું પૂજા નહિ કરું. જે રોજ પૂજા કરે છે, એ જ ભલે કરે. હું અહીં ઊભી ઊભી તમારા દીકરાને આશિર્વાદ આપું છું કે એ ચિરંજીવી અને નીરોગી બનીને મનુષ્ય બને. (પૂજારી પ્રતિ) પરંતુ પૂજારીજી, તમે શું કરવા આઘાપાછા થાઓ છો? હું આજ્ઞા કરું છું કે તમે રીત અનુસાર દેવીની પૂજા સમાપ્ત કરીને તમારો ભાગ લઈ જાઓ, બાકીનો ભાગ મંદિરના ભંડારમાં મોકલીને ચાવીઓ મને મોકલી આપજો. (હેમવતીને) હું પુનઃ આશિર્વાદ દઉં છું કે તમારા પુત્રનું કલ્યાણ થાઓ.

[ ષોડશી આંગણામાંથી બહાર ચાલી જાય છે અને પુરોહિત પૂજા કરવા માટે મંદિરની અંદર પ્રવેશ કરે છે.

જનાર્દન : (નિર્મલ અને હેમવતી પ્રતિ) જાઓ બેટા, તમે લોકો પણ પૂજારી મહારાજ સાથે જાઓ અને એવું કરો કે જેથી પૂજા સફળ થાય.

[ નિર્મળ અને હેમવતી મંદિરમાં પ્રવેશ કરે છે.

જનાર્દન : ચાલો, આફત ગઈ, શિરોમણીજી, ષોડશી પોતાની મેળે જ ચાલી ગઈ. એણે જીદમાં આવી મારા ભાણિયાની પૂજા ન બગાડી, એ જ બહુ છે.

શિરોમણી : એ તો થવાનું જ હતું ભાઈસાહેબ, માતા મહામાયાની માયાને કોઈએ રોકી શક્યું છે? એમની ઈચ્છા વિરુદ્ધ કોણ જઈ શકે?

યોગેન્દ્ર ભટ્ટાચાર્ય : (ગરદન ઊંચી કરીને જોતાં) હેં, અરે આ તો હજૂર પોતે આવે છે !

[ બધા જ ભય પામી ચકિત બને છે. જીવાનંદ અને એની પાછળ કેટલાક નોકરો, દરવાનો, તથા સિપાહીઓ પ્રવેશ કરે છે.

શિરોમણી અને જનાર્દનરાય : આવો, આવો, આવો !

[ કોઈ કોઈ નમસ્કાર કરે છે અને બીજા પ્રણામ કરે છે.

જનાર્દન : મારું પરમ સૌભાગ્ય છે કે આપ આજે અહીં પધાર્યા. આજે મારા ભાણિયાના કલ્યાણ અર્થે માતાની પૂજા છે.

જીવાનંદ : એમ ? એટલે જ કદાચ આટલા બધા લોકો આજે બહાર એકઠા થયા લાગે છે ?

[ જનાર્દન વિનયસહ શીર ઝુકાવે છે.

શિરોમણી : હજૂરની તબીયત તો ઠીક છે ને ?

જીવાનંદ : તબીયત ? (હસીને) હા, સારી છે. એટલે તો સહસા આજે નીકળી પડ્યો. જોયું કે માણસોનાં ટોળેટોળાં આ બાજુ આવે છે, એટલે હું પણ એમાં જોડાયો. ભાગ્ય પ્રસન્ન હતું – દેવતા, બ્રાહ્મણ અને સાધુસંગ ત્રણેયનો લાભ એકસામટો મળ્યો. પણ, રાયસાહેબને તો હું ઓળખું છું, તમને બરાબર ન ઓળખ્યા, મહારાજ ?

જનાર્દન : એમનું નામ સર્વેશ્વર શિરોમણી. ઘણા જ વિદ્વાન અને નિષ્ઠાવાન બ્રાહ્મણ છે, વળી ગામના એક સ્તંભ જેવા !

જીવાનંદ : એમ? વાહ, ખૂબ આનંદ થયો. ઠીક ત્યારે આજે તો હવે અહીં જ બધાની સાથે બેસીશ.

[બેસવા માટે તત્પર થતો જોઈ બધા ચિંતામાં પડી જાય છે.

શિરોમણી : (જોરથી બૂમ પાડીને) આસન, આસન, અરે બેસવા માટે કોઇ આસન લાવો!

જીવાનંદ : આપ નકામી ધાંધલ ન કરશો શિરોમણીજી, હું તો બહુ જ સાદો માણસ છું. વખતે આવે હું રસ્તાની ધૂળમાં પણ જઇને બેસું, તો આ તો માતાનું મંદિર છે. જે હશે તે ચાલશે.

[જીવાનંદ બેસે છે.

જનાર્દન : એક મહત્વના કાર્ય માટે આપની પાસે આવવાનો અમે બધાએ નિશ્ચય કર્યો હતો, માત્ર આપની તબીયત સારી ન હોવાના કારણે જ નહોતા આવ્યા.

જીવાનંદ : એક મહત્વના કાર્ય માટે?

શિરોમણી : જી હા, મહત્વનું તો ખરું જ ને! ષોડશી ભૈરવીને અમે લોકો હવે બિલ્કુલ રાખવા નથી માગતા.

જીવાનંદ : નથી રાખવા માગતા?

શિરોમણી : ના, હજૂર!

જીવાનંદ : થોડી થોડી વાત તો મારા કાન સુધી પણ આવી છે. ભૈરવી વિરુધ્ધ આપની શી ફરિયાદ છે?

[બધા ચુપ રહે છે.

જીવાનંદ : કહેતાં, શું આપને બધાને શરમ માલુમ પડે છે?

જનાર્દન : હજૂર તો સર્વજ્ઞ છે, અમારી ફરિયાદ . . . .

જીવાનંદ : શી ફરિયાદ છે?

જનાર્દન : અમે ગામના બધા માણસો, નાના મોટા સૌ . . .

જીવાનંદ : (જરા હસીને) એ તો હું જોઇ શકું છું (આંગળાથી બતાવીને) પેલા સામે બેઠા છે એ જ ભૈરવીના પિતા તારાદાસ મહારાજ ને?

[ તારાદાસ કશું બોલ્યા વિના માથું નીચું કરી લે છે.

શિરોમણી : (વિનયસહ) રાજાની સામે પ્રજા તો સંતાન સમાન છે. . . એ કાંઇક ભૂલ કરે તો પણ એ સંતાન જ છે, ન કરે તો પણ સંતાન છે. અને વાત એક રીતે જોતાં એમને જ લગતી છે. એમની દીકરી ષોડશીની બાબતમાં, અમે લોકોએ નિર્ણય કર્યો છે કે, હવે એને દેવીની ભૈરવી રાખવી ઇષ્ટ નથી. મારી વિનંતી છે કે હજૂર એને એ પદપરથી દૂર કરવાનો હુકમ કરે.

જીવાનંદ : (ચકિત થઇને) કેમ, એનો શો અપરાધ છે?

બે ત્રણ માણસો : (એકી અવાજે) બહુ મોટો અપરાધ છે.

જીવાનંદ : એણે સહસા એવો કયો ભયંકર અપરાધ કરી નાખ્યો રાયસાહેબ, કે એને પદભ્રષ્ટ કરવાની જરુર પડી?

[ જનાર્દન જવાબ આપવા શિરોમણીને સંકેત કરે છે.

જીવાનંદ : ના, ના, એમણે બહુ પરિશ્રમ કર્યો છે, વૃધ્ધ માણસને હવે વધારે તકલીફ આપવાની જરુર નથી. તમે જ કહી દોને, વાત શું છે?

જનાર્દન : (આંખ અને મુખ પર દ્વિધા અને સંકોચનો ભાવ પ્રદર્શિત કરીને) બ્રાહ્મણની દીકરી છે, એવી આજ્ઞા મને ન કરશો.

જીવાનંદ : ગૌ-બ્રાહ્મણ પરની આપની અચળ ભક્તિની વાત તો આ પ્રદેશમાં કોઇથી અજાણી નથી. પરંતુ આટલા બધા નાના મોટા માણસોને સાથે લઇ જ્યારે કમર કસીને તમે આ કામને માટે તત્પર થયા છો, ત્યારે કામ જરુર મહત્વનું હશે, એ વાતની તો મને ખાતરી થઇ ગઇ હતી. પણ હું એ વાત આપના જ મુખેથી સાંભળવા માગું છું.

જનાર્દન : (શિરોમણી પ્રતિ ક્રુધ્ધ દૃષ્ટિથી જોતાં) હજૂર જ્યારે પોતે જ સાંભળવા માગે છે, તો પછી શાનો ડર છે. પંડિતજી, નિર્ભય થઇને કહી દોને!

શિરોમણી : (ગભરાઇને) સાચી વાત કહેવામાં ડર શાનો, જનાર્દનરાય? તારાદાસની દીકરીને અમે લોકો હવે ભૈરવી તરીકે રાખવા નથી માગતા. તેનું ચારિત્ર્ય બહુ ભ્રષ્ટ થઈ ગયું છે—એટલામાં જ આપ બધું સમજી જજો.

[જીવાનંદનું પરિહાસથી દીપ્ત પ્રફુલ્લ મુખ અકસ્માત કઠોર થઇ જાય છે.

જીવાનંદ : એનું ચારિત્ર્ય ભ્રષ્ટ થવાની ખબર તમને સૌને નિશ્ચિતરુપે મળી ગઇ છે?

[બધા ગરદન હલાવી હા પાડે છે.

જીવાનંદ : એટલે શુબ્ધ ન્યાય મેળવવાની આશાથી તમે બીજે ક્યાંય ન જતાં ભીષ્મદેવને શરણે આવ્યા છો, એમજ ને રાયસાહેબ ?

શિરોમણી : આપ દેશના રાજા છો. ન્યાય કહો કે અન્યાય કહો, એ આપનેજ કરવાનો છે. અને અમારે એ નિર્ણય આંખ-માથા પર ચઢાવવાનો. આખું ચંડીગઢ તો આપનુંજ છે ને !

જીવાનંદ : (સ્મિત કરીને) જુઓ શિરોમણીજી, અતિ વિનય દાખવવા માટે આપને આટલા બધા નમ્ર બની જવાની જરુર નથી, અને અતિગૌરવથી મને પણ આટલા ઊંચે આસમાને ચઢાવી દેવાની આવશ્યકતા નથી. હું માત્ર એટલુંજ જાણવા માગું છું કે આ દોષારોપ શું સાચો છે ?

[ અધિકાંશ માણસો ઉત્તેજનાથી ચંચળ થઈ ઊઠે છે.

શિરોમણી : દોષારોપ ? સાચો છે કે નહિ ? – વારુ અમે. તો પરાયા માણસો કહેવાઇએ, – પણ તારાદાસ, તમેજ કહી બતાવોને ! રાજદ્વાર છે, ધર્મ માથે રાખીને બોલજો . . . .

[ તારાદાસ એકવાર પીળો અને એક વાર લાલચોળ થઈ જાય છે. જનાર્દનની ક્રુબ્ધ દૃષ્ટિ જાણે કે રહી રહીને એને વીંધી રહી છે. તે એકવાર થૂંકનો ઘૂંટડો ગળી જઇને અને એકવાર ગળું ખંખેરીને અંતે ‘જે થવાનું હશે તે થશે’ એવો નિર્ણય કરી કહેવા માંડે છે.

તારાદાસ : હજૂર . . . .

જીવાનંદ : (હાથ ઊંચો કરી તેને રોકતાં) એમને મોંએ એમની જ દીકરીના કલંકની વાત એ ધર્મ માથે રાખીને કહે તો પણ હું સાંભળવા નથી માગતો. તમારામાંથી કોઇ કહી શકે તો ધર્મ માથે રાખીને કહે.

[ નોકર પાછળ હાજર હોય છે. તે વ્હીસ્કી–સોડા મિશ્રિત ગ્લાસ લાવી જીવાનંદના હાથમાં મૂકે છે. જીવાનંદ એક જ શ્વાસે ગ્લાસ ખાલી કરી પાછો આપે છે.

જીવાનંદ : હાશ, હવે જીવમાં જીવ આવ્યો. આપ લોકોની વાક્યસુધા પીતાં પીતાં તરસને લીધે છાતી પણ સુકાઇને લાકડું થઈ ગઈ હતી . . . . પણ, તમે બધા ચુપચાપ કેમ બેઠા છો ? શું થયું આપની ધર્મ માથે રાખીને જણાવવાની વાત ને ?

[ શિરોમણી નાકે લુગડું ધરે છે.

જીવાનંદ : (હસીને) શિરોમણીજીએ 'ઘ્રાણે અર્ધભોજનં' અનુસાર માની લીધું કે શું ?

શિરોમણી : (હતબુદ્ધ થઇને) કહું છું, હજૂર ! હું જે હશે તે યથાધર્મ જ કહીશ.

જીવાનંદ : (ગરદન હલાવીને) સંભવ તો એવો જ છે. આપ તો રહ્યા શાસ્ત્રજ્ઞ પ્રવીણ બ્રાહ્મણ, પરંતુ એક સ્ત્રીના નષ્ટ ચારિત્રની કહાણી તેની ગેરહાજરીમાં કહેવામાં આપનું 'યથા' તો રહેશે કદાચ, પરંતુ 'ધર્મ' પણ રહેશે શું ? જો કે મને પોતાને તો એમાં ખાસ કાંઈ વાંધો નથી – ધર્માધર્મની બલા તો મારી પાસેથી ઘણો લાંબો સમય થયાં નાસી ગઈ છે. તો પણ, હવે જવા દો એ વાતને. બદલે હું પૂછું તેનો જવાબ આપો. વર્તમાન ભૈરવીને તમે કાઢી મૂકવા માંગો છો – એમ જ ને ?

**બધા એકી સાથે** : (માથાં હલાવીને) હા, હા !

**જીવાનંદ** : એનાથી હવે કામ નહિ ચાલે, કેમ ?

**જનાર્દન** : (પ્રતિવાદીની જેમ માથું ઊંચું કરીને) આમાં કામ ચાલવા ન ચાલવાની ક્યાં વાત છે હજૂર, ગામના ભલાને માટે જ એ આવશ્યક છે.

**જીવાનંદ** : (હસીને) એટલે કે ગામની ભલાઈ બુરાઈનો પ્રશ્ન છેડયા વિના પણ એમ માની શકાય છે કે એમાં આપની અંગત ભલાઈબુરાઈનો પ્રશ્ન તો જરુર સંડોવાયો હશે. ભૈરવીને કાઢી મૂકવાનો મને અધિકાર છે કે નહિ તે હું જાણતો નથી, પરંતુ તેમ કરવામાં મને ખાસ વાંધો પણ નથી. પરંતુ આના સિવાય તમે બીજો કોઈ આરોપ મૂકી શકો તેમ નથી ? જુઓ, જરા કોશિશ કરી જુઓ, બલ્કે એમાં અમારા એકકોડીનો પણ સાથ લ્યો. એ વિષયમાં એના હાથે પૂરો જશ છે, અને પૂરો અનુભવ પણ છે.

[બધા જ અવાક્ થઈ જાય છે.

**જીવાનંદ** : ભૈરવીઓના સતીત્વની વાતો તો બહુ પ્રાચીન અને પ્રસિધ્ધ છે, એટલે એની ચર્ચા કરવાથી કાંઈ બહુ લાભ થવાનો નથી. એ તો ભૈરવીઓ હોય ત્યાં ભૈરવો પણ આવે, અને ભૈરવોને પણ ભૈરવીઓ વિના ચાલતું નથી, એ સનાતન કાળથી ચાલી આવતી પ્રથા છે– એટલે એને સહજમાં બંધ ન કરી શકાય. એમ કરીએ તો દેશભરના ભક્તો નારાજ થઈ જાય, અને એમ પણ બને કે દેવી પોતે પણ નારાજ થઈ જાય – ટૂંકમાં એક મોટો ઉપદ્રવ મચી જાય. માતંગી ભૈરવીને કાંઈક પાંચેક ભૈરવો હતા, અને એની પહેલાંની ભૈરવીને તો ભૈરવોની એટલી મોટી સંખ્યા હતી કે તેની ગણતરી જ નહોતી થઈ શકતી. કેમ શિરોમણીજી મહારાજ, તમે તો અહીંના સૌથી જુના અને વૃધ્ધ માણસ છો, તમે તો જરુર બધું જાણતા હશો ?

**શિરોમણી** : (સુકા મોંએ બહુ જ ધીમા સ્વરે) કોણ જાણે આ બધું જાણી ગયો છે કે શું ?

[ પ્રફુલ્લ પ્રવેશ કરે છે. એના હાથમાં કેટલાંક અંગ્રેજી–બંગાળી વર્તમાનપત્રો તથા કેટલાક ફોડેલા પત્રો છે.

**જીવાનંદ** : કેમ પ્રફુલ્લ, અહીં પણ પોસ્ટ-ઓફિસ છે કે શું ? આહ, – એ બધા ક્યારે મરશે !

**પ્રફુલ્લ** : (ગરદન હલાવીને) આપ બરાબર કહો છો. એ બધા મરી જતાં આપને ખૂબ સગવડતા થઈ પડશે. પરંતુ જયાં સુધી એ બધા નથી મરી પરવાર્યા, ત્યાં સુધી આ બધું જરા જોઇ જવાને આપને અવકાશ છે ? એ બધા ઘણા જરુરી પત્રો છે.

**જીવાનંદ** : એ તો હું જાણું છું, નહિ તો તું એ બધા લાવે જ શાનો ? પરંતુ એ બધા પત્રો જોવાની મને ફુરસદ અત્યારે પણ નથી, અને ભવિષ્યમાં પણ નહિ હોય. અંદર શું હશે એ તો હું અહીં દૂર બેઠે જ જાણી ગયો છું. પેલા કાગળ પર હીરાલાલ મોહનલાલનું ઠેકાણું સ્પષ્ટ વંચાય છે. એ કાગળ એના વકીલનો છે કે સીધો કચેરીમાંથી આવેલો છે? અને પેલું કવર તો સોલોમન સાહેબનું લાગે છે. બાપ રે, વિલાયતી સુધાની ગંધ તો જાણે કાગળ ફાડીને પણ બહાર નીકળી પડે છે ને ! સાહેબ શું ફરમાવે છે ? હુકમનામું અમલમાં મૂકશે કે આ રાજશરીરને પકડી ખેંચાતાણી કરશે – શું લખે છે ? ઓહ ! જો પ્રાચિન યુગનું બ્રહ્મતેજ હજી સુધી વિદ્યમાન હોત તો આ યહુદીના દીકરાને તો હું એકદમ બાળીને ભસ્મ જ કરી દેત. પછી શરાબનું દેવું તો ચૂકવવું ન પડત !

**પ્રફુલ્લ** : (વ્યાકુળ થઇને) આપ આ બધું શું બોલી રહ્યા છો, ભાઈસાહેબ ! રહેવા દો, રહેવા દો, પછી ફુરસદે જોજો !

[ પાછો જવા તત્પર થાય છે.

જીવાનંદ : (હસીને) અરે, એમાં શરમાવા જેવું શું છે, ભાઈ? આ તો બધા આપણા જ માણસો છે – જ્ઞાતિભાઈઓ જ છે, – એટલે સુધી કે એમને મણિ–માણિક્યનાં એ જુદાં જુદાં પાસાં કહીએં તો પણ અત્યુક્તિ નહિ થાય. તદુપરાંત તારા ભાઈસાહેબ તો છે કસ્તૂરી મૃગ, એમની સુગંધને ક્યાં સુધી સંતાડી રાખીશ, ભાઈ? પ્રફુલ્લ, ભાઈ, નારાજ ન થઈશ, પોતાનો ગણાય એવા એકપણ માણસને મેં બાકી રાખ્યો નથી. પરંતુ હવે આ ચાળીસ વર્ષની જુની ટેવ છોડી શકીશ એવું પણ લાગતું નથી – એટલે હવે તો કોઈ બનાવટી નોટો-ખોટો બનાવતો હોય, એવા કોઈને ક્યાંયથી શોધી લાવે તો....

પ્રફુલ્લ : (અત્યંત નારાજ થવા છતાં પણ હસી પડે છે) જુઓ, આપની વાતો બધા જ સમજી શકશે નહિ, એટલે સાચી માનીને જો કોઈ....

જીવાનંદ : (ગંભીર બનીને) ક્યાંકથી શોધીને લઈ આવશે, એમને? તો તો મારો બેડો પાર થઈ જાય, પ્રફુલ્લ. રાયસાહેબ, સાંભળ્યું છે કે તમે ઘણા અનુભવી માણસ છો, એટલે જો તમારી ધ્યાનમાં કોઈ એકાદ એવો માણસ હોય તો....

જનાર્દન : (મ્લાન મુખે ઊભા થઈને) બહુ મોડું થયું છે, જો હવે આજ્ઞા હોય તો....

જીવાનંદ : બેસો, બેસો, નહિ તો પ્રફુલ્લનું હમણાં ચઢી વાગશે. એ સિવાય હજી ભૈરવીની વાત તો પૂરી થઈ જવા દો... હાં, તો શું મારા 'ના' કહેવાથી જ એ ચાલી જશે?

જનાર્દન : એનો ભાર અમારા પર રહેશે.

જીવાનંદ : પરંતુ તેને સ્થાને બીજા કોઈની નીમણુંક તો કરવી જ પડશેને. એ પદ ખાલી તો ન રહી શકે.

ઘણા લોકો : એની જવાબદારી પણ અમારે માથે.

જીવાનંદ : ચાલો, આફત ગઈ, હવે તો એ જરૂર ચાલી જશે. આટલા માણસોના નિસાસાનો ભાર બીચારી ભૈરવી તો શું, ખુદ ચંડીમાતા પણ ન સહી શકે. તમારાં લાભ નુકસાન તમે જાણો, પરંતુ મને મારી હકસાઈ મળી જાય તો પછી મને કોઈ વાતનો વાંધો નથી. નવી વ્યવસ્થામાં અમને પણ કાંઈક મળવું તો જોઈએને ! હાં, ઠીક યાદ આવ્યું, અરે જુઓ તો કોઈ, એકકોડી છે કે ચાલ્યો ગયો ? પણ આ ગળું તો પાછું સૂકાઇને મરુભૂમિ થઈ ગયું !

નોકર : (પ્રવેશ કરી જીવાનંદના વ્યગ્ર વ્યાકુળ હાથમાં શરાબ ભરેલો ગ્લાસ મૂકતાં) એ તો રસોડાના કોઠારમાં છે.

જીવાનંદ : અત્યારથી જ ? બોલાવ એને. (કહી શરાબ પીએ છે)

[ત્યાર બાદ પૂજાર્થી લોકો મંદિરમાં આવવા માંડે છે અને પોતપોતાની પૂજા સમાપ્ત થતાં પાછા જવા લાગે છે. એમની સંખ્યા ક્રમશઃ વધતી જ જાય છે.

[એકકોડીનો પ્રવેશ.

જીવાનંદ : આજે મેં ભૈરવીને બોલાવી હતી. કોઇએ એને ખબર પહોંચાડી હતી ?

એકકોડી : હું પોતે ગયો હતો.

જીવાનંદ : એ આવી છે ?

એકકોડી : જી, ના.

જીવાનંદ : કેમ આવી નહિ ? (એકકોડી નીચું માથું કરી ઉભો રહે છે) ક્યારે આવશે, એ કાંઈ કહ્યું છે ?

**એકકોડી** : (પૂર્વવત ઊભો રહીને જ) આટલા માણસોની સમક્ષ એ વાત હું હજૂરને જણાવી શકું એમ નથી.

**જીવાનંદ** : એકકોડી, તમે તમારી કારભારીની રીત જવા દો. કહો, એ આવશે કે નહિ?

**એકકોડી** : ના!

**જીવાનંદ** : કેમ?

**એકકોડી** : એ નહિ આવી શકે. એણે કહ્યું કે તારા હજૂરને કહી દેજે કે એમનામાં જો ન્યાયવિચાર કરવાની વિદ્યાબુદ્ધિ હોય તો એ પોતાની પ્રજાનો ન્યાય ભલે તોળે, મારો ન્યાય તોળવા માટે સરકારી અદાલત ઉઘાડી છે.

**જીવાનંદ** : (ગંભીર ચહેરે) ઠીક, તમે જાઓ.

[ એકકોડી જાય છે.

**જીવાનંદ** : પ્રફુલ્લ, પેલી જે ખાંડની કંપની સાથે હજાર વીઘાં જમીન વેચવાની વાત થઈ હતી, એનો કાંઈ જવાબ આવ્યો?

**પ્રફુલ્લ** : જી, હા.

**જીવાનંદ** : તો હમણાં જ જઈને એ સોદાનું નક્કી કરી નાખ. એને લખી દે, કે જમીન તમને મળશે.

**પ્રફુલ્લ** : બહુ સારુ, લખી દઉં છું.

[ પૂજાર્થી અને પૂજાર્થિની ગણ આવે જાય છે.

**જીવાનંદ** : આજે તો અહીં ખૂબ ગીરદી લાગે છે. રોજ આટલી જ ગીરદી હોય છે?

**જનાર્દન** : હા, આજે જરા કાંઇક વિશેષ ગીરદી લાગે છે. બાકી આ દિવસોમાં થોડા દહાડા આટલી જ ગીરદી રહ્યા કરે છે. હજી તો આમાં વધારો થતો જ જશે.

**જીવાનંદ** : એમ છે?....હવે મોડું થાય છે, ઉઠવું જોઇએ. (હસીને) એક મજાની વાત જોઇ રાયસાહેબ, ચંડીગઢના લોકો લગભગ ભૂલી જ જાય છે કે જમીનદાર હવે કાલીમોહન નથી–જીવાનંદ ચૌધરી છે. બન્ને વચ્ચે ઘણો જ તફાવત છે, નહી?

[ શું જવાબ આપવો એ ન સૂઝવાથી જનાર્દન માત્ર જીવાનંદના મુખ તરફ જોઇ રહે છે.

**જીવાનંદ** : અહીં એક પણ એવું માણસ નહી હોય, જે બીજગામની પ્રજા નહોય. કેમ બરાબર છે ને, શિરોમણીજી?

**શિરોમણી** : એમાં વળી સંદેહ શાનો, હજૂર!

**જીવાનંદ** : નહીં તો,....મને તો કશો સંદેહ નથી, પરંતુ બીજા કોઇને સંદેહ ન હોય તો બસ! વારુ, નમસ્કાર શિરોમણીજી, હવે રજા લઇશ. (હસીને) પણ, ભૈરવીને વિદાય કરવાની વાત પૂરી થવી જોઇએ. ચાલ પ્રફુલ્લ, આપણે હવે જવું જોઇએ.

[ જાય છે.

**શિરોમણી** : (જમીનદાર સાચેસાચ જ ચાલ્યો ગયો કે નહિ તે જોવા ઊંચા થઇને ખાતરી કર્યા બાદ–) જનાર્દન, તમને આ જમીનદાર કેવો લાગ્યો?

**જનાર્દન** : મને તો ઘણો વિચિત્ર જ લાગ્યો.

**શિરોમણી** : મહાપાપિષ્ટ–લાજ શરમ તો જરાય મળે જ નહિ.

**જનાર્દન** : (ગંભીર મુખે) જરાય નહિ.

શિરોમણી : ભારે દુર્મુખ, જીભને જરાપણ લગામ જ નહિ. બીજાની માનમર્યાદાનો એને જરા પણ ખ્યાલ જ નથી.

જનાર્દન : છાંટો ય નહિ.

શિરોમણી : અને એના વાત કરવાના ઢંગ જોયા? વાત સીધી છે કે આડી, સાચી છે કે જુઠી, મશ્કરી છે કે તિરસ્કાર,– કાંઇ સમજી શકાય જ નહિ. અર્ધી વાતો તો સમજાઇ જ નહિ,–જાણે નહી સમજ્યાઓ. એ પાખંડી બધું સાચું બોલી ગયો કે આપણને બનાવી ગયો,–એ કશું જ સમજાતું નથી. બાકી એ સમજે છે બધું, કેમ તમે શું કહો છો?

[ જનાર્દન નિરુત્તર રહે છે.

શિરોમણી : આપણે ધારતા હતા એવો એ સાવ સીધો, સરળ કે ભોટ જેવો નથી,–ધારેલું તો કાંઇ ખાસ થશે નહિ, એવો જ ભય રહે છે ને?

જનાર્દન : જેવી માતાજીની ઇચ્છા.

શિરોમણી : એમાં તો કહેવું જ શું! પરંતુ મામલો જરા ગરબડસરબડ થઇ ગયો. ન તો આને પકડી શકયા કે ન તો પેલીને દબાવી શકયા. તમારે તો શું, ભાઇસાહેબ! પાસે પૈસાનું જોર છે, છોકરી યક્ષની જેમ પહેરો દઇ રહી છે,– એ ચાલી જતાં બગીચાના સામેનો ત્રિકોણ તમને તો સહેલાઇથી પચી જશે. પણ વાઘની બોડમાં હાથ ઘાલવા જતાં વચ્ચે કયાંક મારો કોળિયો ન થઇ જાય!

જનાર્દન : તમે શું ડરી ગયા શિરોમણીજી?

શિરોમણી : ના, ના, હું ડરતો નથી, એમાં ડરવાની વાત જ કયાં છે? અને તમને પણ ભરોંસો પડતો હોય એમ તમારો ચહેરો જોતાં ભાસતું નથી. જમીનદાર કોઇ અજબ પ્રકારનો માણસ છે.

એની વાતો જેવી સમસ્યારુપ છે, એનાં કાર્યો પણ એવાંજ અદ્‌ભૂત છે. એણે આપણને બધાને ગળું દબાવી શરાબ ન પાયો એ જ આશ્ચર્ય છે! – એકકોડીને મોંએથી પેલી ષોડશીની ધમકી પણ સાંભળીને? તમે બધા તો ચુપચાપ બેઠા હતા, બધી વાતો તો મારે જ કરવી પડી હતી, – પરંતુ એ ઠીક ન થયું. શી ખબર પેલો એકકોડી દીકરો અંદર ને અંદર જ બધી વાતોનો ભંદો ન ફોડી દે! એવું ન બને કે એ પાડાની લઢાઇમાં મારા જેવા ઝાડનો ખોડો નીકળી જાય!

**જનાર્દન** : (ઉદાસ સ્વરે) જેવી ચંડીમાતાની ઇચ્છા. અત્યારે હવે મોડું થઇ ગયું છે, નમતા પહોરના એકવાર આવી જજો.

**શિરોમણી** : એ તો આવીશ જ ને! પણ, ત્યાં જુઓ, એ બધા પાછા આ તરફ જ આવતા લાગે છે.

[ મંદિરના આંગણાના એક દ્વારથી ષોડશી અને તેની પાછળ સાગર અને તેના સાથીદારોનો પ્રવેશ. બીજે દ્વારેથી જીવાનંદ, પ્રફુલ્લ, સિપાહીઓ અને દરવાનોનો પ્રવેશ.

જીવાનંદ : જતો હતો, ત્યાં તમને આવતાં જોઇ પાછો આવ્યો. એકકોડીને તમને બોલાવી લાવવા મોકલ્યો હતો, અને એના જ મોંએથી તમે આપેલો જવાબ પણ સાંભળ્યો. તમારી વિરુધ્ધ સરકારી કચેરીમાં જઇને ઊભા રહેવાની બુધ્ધિ મારામાં નથી, પરંતુ પોતાની પ્રજાને શાસનમાં રાખવાની વિદ્યા તો હું જાણું છું. ગામ આખાની વિનંતીને માન આપીને તમારે માટે મેં જે હુકમ કર્યો છે, તેની તો તમને ખબર છે ને?

ષોડશી : ના.

જીવાનંદ : તમને રજા આપવામાં આવી છે. નવી ભૈરવીની નિમણુંક કરી તેને મંદિરની જવાબદારી સોંપવામાં આવશે. અભિષેકનો દિવસ પણ નક્કી થઇ ગયો છે. તમે રાયસાહેબ વગેરેના હાથમાં દેવીની સમસ્ત જંગમ સંપત્તિ સોંપી દઈ મારા કારભારીને પટારાની ચાવી સોંપી દેજો. આ સંબંધમાં તમારે કાંઇ કહેવું છે ?

ષોડશી : મારા કહેવાનું કાંઇ પ્રયોજન છે ?

જીવાનંદ : ના, પ્રયોજન કશું નથી. પરંતુ આજે રાતના અહીં એક સભા થશે. તમારી ઇચ્છા હોય તો એ સભા આગળ તમે તમારો બચાવ રજુ કરી શકશો. હા, ઠીક યાદ આવ્યું, મેં સાંભળ્યું છે કે તમે મારી વિરુધ્ધ મારી પ્રજાને ઉશ્કેરવાનો પ્રયત્ન કરો છો ?

ષોડશી : એ હું નથી જાણતી, બાકી મારી પ્રજાને આપના અત્યાચારમાંથી બચાવી લેવાની કોશિશ જરુર કરી રહી છું.

જીવાનંદ : (હોઠ ચાવતાં) બચાવી શકશો ?

ષોડશી : એની સફળતા–નિષ્ફળતાનો આધાર મા ચંડીના હાથમાં છે.

જીવાનંદ : એ બધા સાવ તળિયાઝાટક થઈ જશે !

ષોડશી : માણસ અમરપટો લખાવીને નથી આવતો, એ વાત તેઓ જાણે છે.

[ક્રોધ અને અપમાનથી બધાની આંખો અને મોં લાલચોળ થઇ જાય છે. એકકોડી એવા ભાવ દેખાડે છે કે જાણે તે મહા મુસ્કેલીએ પોતાનો મિજાજ કાબુમાં રાખી રહ્યો છે.

જીવાનંદ : (ક્ષણવાર સ્તબ્ધ રહીને) હવે તમારી પોતાની પ્રજા તો કોઇ રહી નથી. તેઓ જેની પ્રજા છે, તેણે જ પોતે દસ્તાવેજ ઉપર સહી કરી આપી છે. એને હવે કોઈ રોકી શકે એમ નથી.

ષોડશી : (મોં ઊંચું કરીને) આપનો બીજો કોઈ હુકમ છે? નથી ને? તો કૃપા કરી હવે મારું કહેવું સાંભળી લ્યો.

જીવાનંદ : બોલો.

ષોડશી : દેવીની જંગમ મિલકત સોંપી દેવાની આજે મને ફુરસદ નથી અને સાંજે મંદિરમાં સભા પણ નહિ થઈ શકે, એટલે આ બધું હમણાં બંધ રાખવું પડશે.

શિરોમણી : (સહસા બૂમ પાડીને) કદી નહિ! કદી નહિ! આ બધી ચાલાકી અમારી આગળ નહિ ચાલે, કહી દઉં છું....

[જીવાનંદ સિવાય બધા હાહો કરી ઊઠે છે.

જનાર્દન : (ઉત્તેજીત થઇને) ફુરસદ શાથી નથી અને મંદિરમાં જગા શાથી નહિ મળે, એનું જરા કારણ બતાવશો કે?

ષોડશી : (વિનત સ્વરે) આપને તો ખબર છે રાયસાહેબ, કે આ 'ચરક સંક્રાંતિ'નો સમય છે. યાત્રીઓની ભીડ છે, સંન્યાસિઓનો પાર નથી,—પછી મને ફુરસદ ક્યાંથી હોય, અને એ લોકોને પણ ક્યાં કાઢી મૂકું?

જનાર્દન : (ગર્જના કરતા) સભા તો થશે જ, હું કહું છું કે સભા અહીં થશે જ!

ષોડશી : (જીવાનંદને) લઢાઇ ઝઘડા પ્રતિ મને ઘૃણા છે. પણ આ બધા માટે હમણા મોકો નહિ મળે, એટલું જરા આપ આપના અનુચરોને સમજાવી દેશો. મને સમય નથી, એટલે જો આપનું કામ પૂરું થયું હોય તો હું હવે જાઉં છું!

જીવાનંદ : (ગરમ સ્વરે) પરંતુ હું હુકમ આપતો જાઉં છું કે આજે જ આ બધું થશે, અને થવું જ જોઇશે.

ષોડશી : જબરજસ્તીથી ?

જીવાનંદ : હા, જબરજસ્તીથી ?

ષોડશી : કોઇની સગવડ અગવડનો વિચાર કર્યા વિના ?

જીવાનંદ : હા, સગવડ અગવડનો જરાય વિચાર કર્યા વિના !

ષોડશી (પાછળની ભીડમાંથી સાગરને આંગળાથી ઈશારો કરી બોલાવીને) સાગર, તમે બધા તૈયાર છો ને ?

સાગર : (વિનમ્રપૂર્વક) તૈયાર છીએ મા, તમારો આશિર્વાદ આપો એટલે બસ !

ષોડશી : બહુ સારુ. જમીનદારના માણસો આજે અહીં તોફાન કરવા માગે છે. પરંતુ મારે એ નથી જોઇતું. આ ચરકપૂજાના સમયે અહીં ખૂનામરકી થાય એવું હું ઇચ્છતી નથી, પરંતુ જરુર પડતાં, તેમ કર્યા વગર ચાલશે નહિ. તમે આ માણસોને ઓળખી લ્યો, એમાંનો એક પણ કાલે મારા મંદિરની હદમાં આવી ન શકે. મારપીટથી કામ ન લેશો, માત્ર ગળું પકડીને કાઢી મૂકજો.



## અંક બીજો
## પ્રવેશ પહેલો

સ્થળ · ષોડશીની કુટીર

[સંધ્યા વીતી ચૂકી છે. ઘરની અંદર દીવો બળે છે. ષોડશી બહાર બેઠી છે. એવામાં નિર્મળ અને હેમવતી પ્રવેશ કરે છે. પાછળ એક નોકર છે.

**ષોડશી** : આવો, આવો, આજે એકદમ ઓચિંતાં? તમે બધાં તો આજે બપોરની ગાડીએ જવાનાં હતાં ને?

[નિર્મળ અને હેમવતી બન્ને પાસે આવીને બેસે છે.

**હેમવતી** : હા, જવાનાં તો હતાં, પણ ગયાં નહિ. આમને પણ જવા ન દીધા. મોટી બહેનનું આ નવું ઘર જોયા વિના એ જાત તો એમને પસ્તાવું પડત.

**નિર્મળ** : જોયા પછી પણ કાંઈ ઓછો પશ્ચાતાપ કરવો પડશે, એમ નથી લાગતું.

**હેમવતી** : એ તો ઠીક છે. કદાચ સમુળગું જોયું જ ન હોત તો ઠીક થાત. આ ઘરમાં બીજો ભલે ગમે તે દોષ હશે, પરંતુ મોટા ખરચની બદનામી, શિરોમણીજી તો શું, કદાચ મારા પિતા પણ ન મૂકી શકે. પરંતુ બહેન, આવું ગાંડપણ કરવાની શી જરૂર હતી? આ ઘરમાં તમારાથી શી રીતે રહી શકાશે?

**ષોડશી** : આનાથી પણ ક્યાંય વધારે ખરાબ એવાં સ્થળોએ લોકોને રહેવું પડે છે, બહેન!

**હેમવતી** : તો શું તમે સાચે જ બધું છોડી દેશો?

નિર્મળ : એના સિવાય બીજો ઉપાય જ ક્યાં છે, બતાવીશ? એક અસહાય અબળા આખા ગામ સાથે ઝઘડો કરીને ક્યાં સુધી ટકી શકે?

હેમવતી : અમે બધું સાંભળ્યું છે. તમે તો સંન્યાસિની છો, તમે બધું સહી શકો તેમ છો, પરંતુ તેની સાથે જ જે ખોટું કલંક ઓઢાડવામાં આવ્યું છે, તેને પણ શું સહન કરી લેશો, બહેન?

ષોડશી : બદનામીનું કલંક જો ખોટું જ હશે તો શું કામ સહન નહિ કરી શકું? બહેન, સંસારમાં જુઠી વાતોનો ટોટો નથી, પરંતુ એ જુઠી વાતોનો પ્રતિવાદ કરવા જતાં જે ખોટાં કામ કરવાં પડે છે, તે કરતાં મને શરમ લાગે છે.

હેમવતી : બહેન, તમે સંન્યાસિની છો, એટલે તમારી બધી ય વાતો હું ન સમજી શકું એ સ્વાભાવિક છે. પરંતુ તમને જોઇને મને શું નું શું ય થઇ જાય છે, તે જાણો છો, બહેન? મારા સસરાજીને કોઇ રાજાએ તલવાર ઈનામમાં આપી છે. તેનું મ્યાન ધૂળ ચઢવાથી સાવ મેલુંદાટ થઇ ગયું છે, પરંતુ મૂળ તલવારની ધાર પર ક્યાંય મેલનો ડાઘો સરખો પણ નથી પડયો. એ જેવી સીધી છે, તેવી જ સાફ અને કઠોર પણ છે. તમને જોતાં જ એ વાત યાદ આવે છે. ગામ આખું ઉંધું જ સમજી બેઠું છું, ખરી વાત તો કોઈ જાણતું જ નથી, એમ લાગે છે.

ષોડશી : (હેમવતીનો હાથ પોતાના હાથમાં લઈને) આજે તમે બધાં જતાં કેમ અટકી ગયાં, બહેન? હવે તો કાલે જવાનાં હશો?

હેમવતી : મારા દીકરાની વાત છેડતાં જ તમે નારાજ થઈ જાઓ છો બહેન, તો હવે એ વાત નહી છેડું. પરંતુ વરસાદ તોફાનના સમયે અંધારી રાતે મારા આ અંધ માણસને તમે હાથ પકડીને જે ઘર સુધી પહોંચાડી ગયાં. એની ચરણરજ લીધા વિના અમે શી રીતે

જઈ શકીએ ? પરંતુ જતાં પહેલાં એટલું વચન મને આપતાં જાઓ કે જો ક્યારેય તમારે કોઇની પણ જરુર પડે, તો એ વેળાએ તમે તમારી આ પરદેશી બહેનને નહિ ભૂલો.

[ષોડશી નિરવ રહે છે.

**હેમવતી** : કદાચ વચન આપવાની ઇચ્છા નહિ હોય, કેમ બહેન ?

**ષોડશી** : લ્યો, વચન આપ્યું કે નહિ ભૂલું. અને તને ભૂલી પણ નથી, હેમ ! ઠોકરો પર ઠોકરો ખાઇને આજે જ તને પત્ર લખવા બેઠી હતી. વિચાર તો કર્યો હતો કે તમારા ચાલ્યા જવા બાદ તેને ટપાલથી મોકલી આપીશ. પરંતુ એ પત્ર પૂરો ન કરી શકી,— સહસા માલુમ પડ્યું કે એમ થતાં કદાચ તારા પિતાજી સાથે છેવટની લડાઈ લડી લેવી પડશે.

**હેમવતી** : ભલે લડાઈ લડી લેવી પડે. પરંતુ બીજી પણ એક ભારેવાત છે, બહેન, મારા આ અંધ માણસને તમે જે બચાવ્યા, તેથી મોટું કશું જ આ સંસારમાં મારે માટે છે નહિ.

**ષોડશી** : સાચે જ કશું નથી, હેમ !

**હેમવતી** : ના, કશું નથી. અને જો સાચું જ કહું તો એને લીધે જ આજે ન જઇ શકી.

**ષોડશી** : (હસીને) પરંતુ આટલીશી નાની વાત માટે તો તમે જ બસ હતાં બહેન, નિર્મળ બાબુને તો સહેલાઇથી જવા દઈ શકત.

**હેમવતી** : એમને ? અને એકલા ? હાય હાય ! બહેન, બહારથી તમે બધા માનતાં હશો કે આ મોટા ભારે બેરીસ્ટર છે, જબરા માણસ છે. પરંતુ એ તો હું એકલી જ સમજું છું કે આ

વગર પગારની દાસી મળી જવાથીજ એ આ દુનિયામાં ટકી રહેલા છે. સાચું કહું છું, બહેન, કે પુરુષોમાં આ જ એક આશ્ચર્યજનક વસ્તુ છે. બહારથી જેઓ ઘણા મોટા, ઘણા જબરા અને ભારે શક્તિશાળી લાગે છે, તેટલા જ તેઓ અંદરથી અશક્ત, કમજોર, અને ભોળા હોય છે. ખરી અણીની વખતેજ એમના કાગળો વગેરે કોણ જાણે ક્યાંય ખોવાઈ જાય, બહાર જતી વેળાએ કોટ, ખમીસ, કે પોશાકનો પત્તો જ ન લાગે, ખીસામાં પૈસાટકા છે કે નહિ તેનું પણ ભાન ન મળે – આખરે શા ભરોંસા પર એમને એકલા મૂકું એ બતાવશો જરા? (હસીને) જરાક આંખોથી વેગળા જવા દીધા તેમાં તો એ દિવસે એટલો મોટો ઉલ્કાપાત થઈ ગયો. એ તો મારાં નસીબ પાંસરાં કે તમે મળી ગયાં, નહિ તો?

**નોકર** : બા, કાલની માફક આજે પણ તોફાન થશે એમ લાગે છે. વાદળાં ઘેરાવા માંડ્યાં છે.

**હેમવતી** : તો હવે અમે રજા લઇએ. વાદળાં ઘેરાય છે એટલા માટે નહિ, બહેન, – તમારી પાસેથી તો ઉઠવાનું મનજ નથી થતું. પરંતુ કાલે સવારે જ જવાનું છે, અને હજી કામનો તો પાર નથી. આમને લઇને નાસી આવી છું. છુપાઇને કોઇ ન જાણે એમ ઘરમાં દાખલ થઈ જવું પડશે કે ક્યાંક પિતાજી, જોઈ ન જાય. બાબુ પણ કદાચ જાગ્યો હશે, તેને દૂધ પાઇને સુવાડવાનો છે. આમને ખવરાવવું પીવરાવવું, કોઇ જાણે નહિ એમ આડમાં રહીને બધું કરવું પડશે. ત્યાર બાદ રેલયાત્રાની લાંબી મુસાફરીની સઘળી તૈયારી મારે એકલાજ હાથે કરવાની, કોઈનાય પર જરા વિશ્વાસ નથી મૂકી શકાતો. પતિ, બાળકો, નોકરચાકર – એ બધાંની કેટલી ઝંઝટ હોય છે. કેટલો ભાર હોય છે – સાચું કહું તો મને શ્વાસ ખાવાની પણ ફુરસદ મળતી નથી, બહેન!

**ષોડશી** : એથી તને બહુ તકલીફ પડતી હશે, બહેન?

**હેમવતી** : (હસતે મુખે) એ તો પડે જ ને! તો પણ તમારી પાસેથી હું એટલો જ આશિર્વાદ માગું છું કે એ તકલીફ સાથે જ હું ક્યારેક વિદાય થઈ જાઉં. અને ફરીથી જન્મ લેવો પડે, તો આવી જ તકલીફ ફરીથી વિધાતા મારા કરમમાં લખે કે જેથી એ વખતે પણ મને આજની જેમ શ્વાસ લેવાની ફુરસદ ન મળે.

**ષોડશી** : તારી વાત હું સમજી, બ્હેન! આ તો જાણે તારા આનંદનું મધુચક્ર છે. ભાર જેટલો વધારે વધે છે, તેટલું જ વધારે એ મધુથી ભરાતું જાય છે. હું પણ એ જ આશિર્વાદ આપું છું કે એમ જ થાઓ.

**હેમવતી** : (સહસા ચરણસ્પર્શ કરી ચરણરજ માથે ચડાવીને) એ જ આશિર્વાદ આપો બ્હેન, આપણા સ્ત્રીઓના જીવનમાં એથી વધુ મોટો બીજો કયો આશિર્વાદ છે!

**નિર્મળ** : આહ, આજે આ કોણ જાણે શું ય લવારે ચડી છે? આજે તને શું થઇ ગયું છે?

**હેમવતી** : શું થયું છે, એ તમે શું જાણો!

**ષોડશી** : એ જાણવાની શક્તિ પણ છે, આપ લોકોમાં?

**નિર્મળ** : 'આપ લોકોમાં' એટલે કે પુરુષોમાં? ના, આટલા મોટા કઠિન તત્વને હૃદયંગમ કરવાનું સામર્થ્ય અમારામાં નથી, એ વાતનો હું સ્વિકાર કરું છું–પરંતુ, તમે આ સત્ય શી રીતે પીછાણ્યું?

**હેમવતી** : કેમ વળી? માતાજીની ભૈરવી બનીને? તે ભૈરવી થયાં એટલે શું સ્ત્રી મટી જાય છે? અરે મારા સાહેબ, આ તત્વ શીખવા અમારે સ્ત્રીઓને મહેનત કરવી પડતી નથી. અમારો જન્મ થતાં જ વિધાતા પોતાના સગા હાથ વડે, બન્ને હાથ ભરીને, અમારા હૃદયમાં એ ભરી દે છે. એ સંપત્તિ સમક્ષ અમે ઇંદ્રાણીના ઐશ્વર્યની પણ કામના નથી કરતાં, કેમ ખરું કહું છું ને, બ્હેન?

ષોડશી : સાચું છે, બહેન !

નોકર : બા, વાદળાં બહુ ચઢતાં આવે છે.

હેમવતી : લ્યો, હવે રજા લઈશ. આજે કોણ જાણે શું શું લવારો હું કરી ગઈ છું બહેન, મને માફ કરજો.

નિર્મળ : હેમને તમે જે પત્ર લખવા માંડયો હતો, તે એને આપી દેશો તો સમય અને પૈસા બન્નેનો બચાવ થશે.

ષોડશી : (હસીને) નહિ આપું તો પણ બચશે. કદાચ હવે એમ કરવાની જરુર જ નહિ રહે.

નિર્મળ : ઈશ્વર કરે ને જરુર ન રહે. પરંતુ જો કદાચ જરુર પડે તો તમારા આ બે પરદેશી ભક્તોને ભૂલી ન જશો.

હેમવતી : તો હવે હું જાઉં છું, બહેન ! ( કહી ચરણરજ લઈ ઊભી થાય છે ) તમારા મુખ તરફ જોતાં આજે કોણ જાણે શા શા વિચારો આવ્યા કરે છે, બહેન ! એવું લાગે છે કે જાણે તમને પહેલાં ક્યારેય જોયાં જ ન હોય !–જાણે કે તમે સહસા કેટલેય દૂર ચાલ્યાં ગયાં ન હો !

નિર્મળ : નમસ્કાર. જરુર પડયે બોલાવવાનું ભૂલતાં નહી.

[ બધાં જાય છે.

ષોડશી : હેમ, તું આજે ન જાણે કેટલાય દહાડાનો મારી આંખો પર બંધાયેલો પાટો ખોલી ગઈ છું, બહેન ? . . . કોણ ?

[ સાગરનો પ્રવેશ.

સાગર : એ તો હું સાગર.

ષોડશી : તારા બીજા સાથીઓ, જે કાલે ટોળું વળીને આવ્યા હતા, તે બધા ક્યાં છે ?

સાગર : આજે પણ એ બધા એમ જ ટોળે વળીને ગયા છે, હજૂરની કચેરીમાં. અને કદાચ તમારી જ વિરુધ્ધ . . . .

ષોડશી : આ તું શું કહે છે, સાગર ? મારી જ વિરુધ્ધ ?

**સાગર** : એમાં અજાયબી પામવા જેવું કશું જ નથી, મા ! બધી જાતની આફત-વિપત્તિ વેળાએ તમારી જ પાસે આવવાની એ બધાને આદત હતી. શરુશરુમાં એ આદત કદાચ એ બધા છોડી નહિ શક્યા હોય, પરંતુ આજે જમીનદારની એક જ ધમકીથી એમને હોશ આવી ગયા છે !

ષોડશી : ઠીક છે. પરંતુ સભા તો, સાંભળ્યું છે કે મંદિરમાં જ થવાની છે ?

**સાગર** : થવાની હતી, અને હજૂરના ભોજપુરિયોની પણ એવી જ ઈચ્છા હતી, પરંતુ ગામનું કોઈ માણસ તેમને સાથ આપવા તૈયાર થયું નહિ. એ બધા તો અહીંના જ માણસો – એટલે અમને કાકા ભત્રિજાને જરાક ઓળખે તો ખરાને !

ષોડશી : તો સભામાં પછી શો નિર્ણય થયો ?

**સાગર** : એ તો જે થયું તે ઠીક જ થયું. આ મંગળવારે જ એ છોકરીનો અભિષેક થશે. તમારે પણ કશી ચિંતા કરવાની નથી – કાશીવાસ માટે પ્રાર્થના કરતાં તમે પણ સોએક રુપિયા મેળવી શકશો.

ષોડશી : અને એ પ્રાર્થના કરવા મારે જવું પડશે કદાચ હજૂરના દરબારમાં ?

**સાગર** : હા, લાગે છે તો એવું જ !

ષોડશી : વારુ, પછી જે લોકોની જમીન જાયદાદ બધું જતું રહ્યું છે, એમને માટે શો નિર્ણય થયો ?

**સાગર** : એમાં કશું ડરવા જેવું નથી મા, હંમેશાં જેમ થતું આવ્યું છે, તેથી વિરુધ્ધ કશું પણ નહિ થાય.

ષોડશી : અને તમારા બધાનું શું થશે ?

સાગર : અમારું – કાકા ભત્રિજાનું ? (જરા હસીને) એનો ઈલાજ પણ રાયસાહેબે કરી રાખ્યો છે, એ લોકો પણ સાવ શાંત તો નહોતા જ બેસી રહ્યા. એ તો રહ્યા પાકા અનુભવી માણસ! દારોગા, પોલીસ, બધા એમના હાથમાં છે, દસેક ગાઉના ઘેરાવામાં એકાદ જગ્યાએ ધાડ પડે એટલી જ માત્ર રાહ જોવાય છે.

ષોડશી (ડરી જઈને) હેં, તમે બધા એને શું સત્ય માનો છો ?

સાગર : માનીએ છીએ ? અરે, એ તો આંખો સમક્ષ સ્પષ્ટ દેખાય છે, મા. અમને હવે જેલખાનાની બહાર રાખી શકે, એવી તાકાત એમના કોઈનામાં નથી. (જરા થોભીને) પરંતુ, જેમને જેલની સજા નહિ થાય, તેમનું દુર્ભાગ્ય પણ કાંઈ ઓછું નથી, મા !

ષોડશી : કેમ ?

સાગર : એમની હાલત તો અમારા કરતાં પણ ખરાબ થશે. જેલની અંદર ખાવાનું તો મળે છે, – ગમે તેમ થાય, પરંતુ અમને બે ટંક ખાવાનું તો મળશે, પરંતુ બીજાઓને તો એ પણ નહિ મળે. રાયસાહેબ પાસેથી કરજે નાણાં લઈને જમીનદારની સલામી ભરી છે – એ બધાં ખાતાંઓનું હુકમનામું થઈ જાય, એટલી જ વાર છે, ત્યાર બાદ એમના પોતાના જ ખેતરોમાં મજૂરી કરીને થોડું ઘણું ખાવાનું મેળવે તો ઠીક છે, નહિ તો . . . .

ષોડશી : નહિ તો શું ?

સાગર : નહિ તો આસામના ચાહના બગીચા તૈયાર છે. મા, તમને તો યાદ હશે કે આપણા પેલા બેલડાંગામાં પહેલાં અમારા ભૂમિજ બરૈયાઓની કેટલી બધી વસ્તી હતી ?

ષોડશી : (ગરદન હલાવીને) હા, હા!

સાગર : અને આજે એ બધાં ક્યાં છે? કેટલાક ચાલ્યા ગયા કોલસાની ખાણોમાં, અને કેટલાકને પકડી ગયા ચાહના બગીચાઓમાં. પરંતુ મેં તો બાળપણમાં જોયું હતું કે એમને પણ બધાને જમીન જાયદાદ, હળબળદ, બધુંય હતું ગમે તેમ કરીને એ મુઠ્ઠી અનાજ એ પામતા હતા! આજ એમનામાંથી અડધાની જમીન પહોંચી ગઈ એકકોડી નંદી પાસે, અને અડધી પહોંચી ગઈ રાયસાહેબ પાસે.

ષોડશી : (સ્તબ્ધ થઈને) વારુ સાગર, તેં આ બધી વાતો કોની પાસેથી સાંભળી?

સાગર : ખુદ હજૂરના જ મોંએથી!

ષોડશી : તો શું આ બધાં એમનાં કારસ્થાન છે?

સાગર : (વિચાર કરીને) કેમ કહેવાય મા, પણ લાગે છે કે રાયસાહેબ પણ ભેગા છે.

ષોડશી : આ તો થઈ તમારા બધાની વાત, સાગર. પણ હું તો એકલી છું. જમીનદાર ચાહે તો મારા પર પણ જુલમ કરી શકે ને?

સાગર : એ તો હું નથી જાણતો મા, જાણું છું માત્ર એટલું જ કે તમે એકલાં નથી. (થોડીવાર ચુપ રહીને) મા, અમારે અમારો પરિચય અમારી મોંયે જ ન આપવો જોઇએ, ગુરુની મનાઇ છે. (લાઠીને જોરથી મુઠ્ઠીમાં પકડીને) હરિહર સરદારના ભત્રિજા સાગરનું નામ આજુબાજુ દસ દસ ગાઉમાં જાણીતું છે—તમારા ઉપર જુલમ કરનાર માણસ તો મા, પચાસ ગામમાં પણ શોધ્યું નહિ જડે.

ષોડશી : (તેની બન્ને આંખોમાંથી અકસ્માત ક્રોધની ચિનગારીઓ વરસવા માંડે છે) સાગર, આ તું સાચું કહે છે ?

સાગર : (ઝટ નમી પડી અને હાથમાંની લાઠી ષોડશીના ચરણોમાં મૂકી દઇને) ઠીક તો મા, એવો જ આશિર્વાદ આપો કે મારું કહેવું અસત્ય ન નીવડે.

ષોડશી : (આંખોની દ્રષ્ટિ એકવાર કોમળ થઇને પુનઃ પૂર્વવત સળગી ઉઠે છે) વારુ, સાગર, મેં તો સાંભળ્યું છે કે તમને લોકોને પ્રાણની પરવા હોતી નથી ?

સાગર : (હસીને) આ પણ તમે ખોટું સાંભળ્યું છે, એમ તો હું કહી શકતો નથી.

ષોડશી : માત્ર પ્રાણ આપી શકો છો કે લઇ પણ શકો છો ?

સાગર : લઈ નથી શકતા ? એવો હુકમ મેળવવા તો કેટલીય વાર આપની પાસે ભીખ માગી હશે, પરંતુ કોઈ પણ પ્રકારે એવો હુકમ તમારા મોંએથી કઢાવી નથી શક્યો, મા !

ષોડશી : ના, ના, બેટા સાગર, આવી વાત તો તમારે લોકોએ જીભે પણ આણવી ન જોઇએ.

સાગર : પરંતુ શું કરું મા, મનમાંથી તો એ વાત ખસેડી ખસેડાતી નથી.

[ પૂજારીનો પ્રવેશ.

પૂજારી : મંદિરનાં દ્વાર બંધ કરી આવ્યો, મા.

ષોડશી : ચાવી ?

પૂજારી : આ રહી મા. (કહી ચાવીઓનો ઝૂડો ષોડશીના હાથમાં આપીને) મા, રાત વધારે ગઈ છે, જો આજ્ઞા હોય તો જાઉં ?

ષોડશી : ઠીક, જાઓ.

[ પૂજારી જાય છે.

ષોડશી : સાગર, ફકીરસાહેબ ક્યાંક ચાલ્યા ગયા છે. એ ક્યાં ગયા છે, એનો પત્તો મેળવી આપીશ, બેટા ?

સાગર : શું કામ છે, મા ?

ષોડશી : એમની મારે ખૂબ જરુર છે. તમારા સિવાય એમના કરતાં મારું વધુ શુભાકાંક્ષી બીજું કોઈ નથી.

સાગર : પણ તમારા જ મોંએથી હું કેટલીય વાર સાંભળી ચૂક્યો છું કે એ તો સિધ્ધ-સાધુ પુરુષ છે. ક્યાંય પણ હોય, એમની સાચા દિલથી, ઈચ્છા કરતાં એ આવી પહોંચે છે.

ષોડશી : (ચમકીને) તું બરાબર કહે છે, કોણ જાણે શાથી હું આટલી મોટી વાત ભૂલી ગઈ! હવે મને ચિંતા નથી, કારણ કે મારી આટલી ભારે આપત્તિના સમયે એ આવ્યા વિના નહિ રહે.

સાગર : મને પણ એવી જ શ્રધ્ધા છે. પણ, વાતોમાં ને વાતોમાં રાત ખૂબ વીતી ગઈ મા, તમે હવે આરામ કરો. હું જાઉં ?

ષોડશી : ઠીક જા.

સાગર : (જરા હસીને) કશો ડર નથી મા, સાગર તમને એકલાં મૂકીને ક્યાંય વધારે વાર નહી રોકાઈ શકે.

[ જાય છે.

[ હજી સુધી ષોડશી પોતાની નીત્યવિધિ નહોતી કરી શકી. હવે તે કરવાની તૈયારીમાં પડે છે.

ષોડશી : સાગરે કેવડી ભારે મહત્વની વાત યાદ કરાવી દીધી ! ફકીરસાહેબ ! આપ જ્યાં પણ હશો, ત્યાંથી આવીને મને મારી આ વિપત્તિના સમયે દર્શન દેશો જ !

નેપથ્યમાંથી : હું આવી શકું છું ?

ષોડશી : (ચમકીને ઊભી થઈ જાય છે, અને વ્યાકુળ કંઠે જણાવે છે) આવો, આવો, – હું સર્વાન્તઃકરણથી આપને જ બોલાવી રહી હતી.

[ જીવાનંદનો પ્રવેશ.

જીવાનંદ : આવી જબરજસ્ત પતિભક્તિ કળિકાળમાં તો દુર્લભ છે. મારે માટે પાદ્ય અર્ધ્ય આસન આદિ ક્યાં છે ?

ષોડશી : (ક્ષણવાર સ્તબ્ધ બની જઈ, ભયસહ) અરે, આપ છો ? આપ કેમ આવ્યા છો ?

જીવાનંદ : તને મળવા. જરા ગભરાઈ ગઈ લાગે છે. ગભરાવા જેવી જ વાત પણ છે. પણ બૂમાબૂમ ન કરી મૂકીશ. પાસે પિસ્તોલ છે, માત્ર તારા ધાડપાડુઓનું ટોળું માર્યું જશે, એથી વિશેષ કશો અર્થ નહી સરે.

[ ષોડશી ચુપચાપ ઊભી રહે છે.

જીવાનંદ : તો પણ, બારણાં બંધ કરીને નિરાંતે જ બેસીએ. કેમ, શું કહે છે ?

[ બારણા પાસે જઈને આગળો વાસે છે.

ષોડશી : (ડરનો માર્યો કંઠસ્વર કંપી ઉઠે છે) સાગર નથી . . .

જીવાનંદ : નથી ? ક્યાં ગયો એ નાલાયક ?

ષોડશી : આપ લોકો તો જાણો છો, એટલે જ એ . . . .

જીવાનંદ : જાણું છું એટલે? પરંતુ 'આપ લોકો' એટલે કોણ? હું તો કશું નથી જાણતો.

ષોડશી : નિરાશ્રય સમજીને તો માણસો લઇને મને મારવા આવ્યા છો? પરંતુ મેં આપનું શું બગાડયું છે?

જીવાનંદ : માણસો લઇને મારવા આવ્યો છું? તને? સોગંદ ખાઇને કહું છું, એવું કાંઇ જ નથી. બલ્કે મારો તો જીવ ગભરાતો હતો, એટલે તારી પાસે ઘડીક બેસવા માટે આવ્યો છું.

[ષોડશીની આંખોમાં આંસુ આવવાની તૈયારીમાં હતાં, તે આ મજાક સાંભળી સૂકાઈ જાય છે. જીવાનંદ તેની નજીક બેસી તેના અવનત મુખ પ્રતિ લુબ્ધ-તૃષિત દ્રષ્ટિએ જોઇ રહે છે.

જીવાનંદ : અલકા!

ષોડશી : કહો?

જીવાનંદ : તારે ત્યાં તમાકુ બમાકુની કશી સગવડ હોય એમ લાગતું નથી?

[ષોડશી એકવાર મુખ ઊંચુ કરી પુનઃ માથુ નમાવી દઇ ઊભી રહે છે.

જીવાનંદ : (દીર્ઘ શ્વાસ લઇને) વજ્રેશ્વર નશીબવાળો હતો. દેવી રાણીએ એને પકડી આણ્યો'તો એ હા વાત, પરંતુ એણે તો એને અંબરી તમાકુ પાઇ હતી, અને ભોજન કરાવીને દક્ષિણા પણ આપી હતી. દક્ષિણાની તો વાત જાણે હમણા નથી કરતો, . . . અરે, તેં બંકિમબાબુની એ નવલકથા* વાંચી છે કે નહિ?

ષોડશી : આપને પકડાવી આણ્યા હોત તો હું પણ એવી જ વ્યવસ્થા કરત,—ફરિયાદ કરવાની જરુર જ ન રહેત.

* ૨૧. બંકિમબાબુ કૃત 'દેવી ચૌધરાણી' નવલકથા.

જીવાનંદ : (હસીને) બરાબર છે. ખેંચાતાણી, મારબાંધ, એજ બધું લોકો તો જુએ છે, ભોજપુરી સિપાહીઓ મોકલીને પકડી મંગાવી તે બધા જુએ છે. પરંતુ જે સિપાહી આંખોથી નથી દેખાતો,– હેં અલકા, તમારા શાસ્ત્ર ગ્રંથોમાં એને શું કહે છે. અતનુ, ને ? એ બરાબર છે. (ક્ષણવાર નિરવ રહીને) એક અત્યંત નાની એવી પ્રાર્થના હતી, પરંતુ હવે ચાલશે. તારા અનુચરોને જો ક્યાંક ખબર પડી ગઇ તો એ બધા–જમાઇની પરોણાચાકરી કરવી તો બાજુએ રહી–સાસરે આવ્યો છું, એટલુંય સ્વિકારવા કદાચ તૈયાર નહી થાય. એ તો બધા એમ જ માનશે કે પ્રાણ બચાવવાના ભયથી હું જુઠું જ બોલી રહ્યો છું.

[ શરમની મારી ષોડશી વધુ ઝૂકી પડે છે.

જીવાનંદ : તમાકુનો ધૂમાડો હમણાં જ પેટમાં નહી જાય તો ચાલશે, પરંતુ એવી કોઇ ચીજ, કે જે ધૂમાડો ન હોય, જો પેટમાં નહિ પહોંચે, તો ઊભા રહેવું પણ મુશ્કેલ છે. સાચે જ ઘરમાં કાંઇ નથી, અલકા?

ષોડશી : 'કાંઇ' શું, શરાબ?

જીવાનંદ : (હસીને ડોકું ધૂણાવતાં) આ વખતે તો તું પણ ભૂલ કરી બેઠી. એને માટે બીજાં માણસો છે, તું નહિ. હું તને બરાબર ઓળખી શકું તે માટે તેં મને પૂરતો સમય આપ્યો છે.– તને બીજું ગમે તે કલંક લગાવું, પરંતુ અસ્પષ્ટતાનું કલંક હું ક્યારેય લગાવી શકું તેમ નથી. એટલે જો તારી પાસે ક્યારેક માગવું પડે તો હું એવી જ ચીજ માગું કે જે માણસને જીવંત રાખે છે, મૃત્યુના માર્ગે ધકેલતી હોય એવી નહિ. દાળભાત, પૂરી મિઠાઇ, ચણા ચેવડો, જે કાંઇ હોય તે મને આપ. ખૂબ સખત ભૂખ લાગી છે. કેમ, નથી કાંઇ?

[ ષોડશી નિર્નિમેષ દૃષ્ટિથી જોઇ રહે છે.

જીવાનંદ : આજે સવારે મનને કાંઇ ગોઠતું નહોતું. શરીરની વાત કરવી જ નકામી છે, કારણ કે સ્વસ્થ શરીર કોને કહેવાય તે પણ હું હવે ભૂલી ગયો છું! સવારમાં અચાનક જ નદી કિનારે ફરવા નીકળી પડયો. પગપાળો કયાં સુધી પહોંચ્યો તેની ખબર ન રહી – પરંતુ પાછા ફરવાનું મન નહોતું થતું, સૂર્યદેવ અસ્ત થઇ ગયા, છતાં પણ એકલા પાણીને કિનારે ઉભા રહેવામાં એટલો આનંદ આવતો હતો કે તને શું કહું. માત્ર તારું સ્મરણ થઇ આવ્યું. વિચાર આવ્યો કે કચેરીમાં અત્યાર સુધીમાં પૂરતાં માણસો એકત્ર થઇ ગયા હશે. કારણ કે તને નિર્વાસિત કરવાની વ્યવસ્થા આજે જ પૂરી કરી નાખવાની હતી. પાછો ફરીને સભામાં પહોંચ્યો, પરંતુ ત્યાં વધુ સમય બેસી ન શકયો. જુઠું બહાનું બતાવી નાસી છૂટયો, અને ત્યાંથી સીધો તારા આ 'મનસા'ના ઝાડ નીચે આવી ઊભો રહ્યો.

ષોડશી : પછી ?

જીવાનંદ : જોયું, તો તું અને સાગર સરદાર ઊભાં હતાં. વાતચીત સાંભળી. અને એનો અર્થ સમજતાં પણ વાર ન લાગી. વિચાર કર્યો કે અમારા જેવા સાધુ પુરુષોએ આ પ્રકારની નિર્બોધ બિચારીને જે હાંકી કાઢવાની યોજના કરી છે, તે બરાબર જ કર્યું છે. તે દિવસે રાતના મકાનને ઘેરી લઇ પોલીસનાં માણસો હાથકડી લઇને આવી પહોંચ્યા હતા, તારા મોંમાંથી જરા જેટલી એક વાત કઢાવવા ખુદ મેજીસ્ટ્રેટ સાહેબે પણ કેટલું દબાણ કર્યું, છતાં તેં તો કહી જ દીધું કે હું તો મારી પોતાની રાજીખુશીથી અહીં આવી છું. અને આજે એક નાનીશી આજ્ઞા માટે સાગર કેટલી વિનવણી, કેટલી ખુશામદ કરતો હતો,–પરંતુ તેં તો જણાવી દીધું કે આવી વાત તો જીભે પણ ન લાવવી જોઇએ, બેટા! બેટમજી જરાક જેટલું મોં કરીને ચાલ્યા ગયા,–એ હું આજે મારી સગી આંખોએ જોઇ ચૂકયો છું. મનમાં ને મનમાં જ સાષ્ટાંગ પ્રણામ કરીને મેં કહ્યું, 'જય

ચંડીગઢની માતા ચંડીની જય! તારા આ અધમ સંતાન પર જો તારી આટલી કૃપા ન હોત તો શું આ સ્ત્રીની બુદ્ધિનો વારંવાર આમ લોપ થઈ જાત? હવે એકવાર આને હાંકી કાઢીને મને સિંહાસને બેસાડી દે મા, પછી જનાર્દન અને એકકોડી, એ બન્ને તાલબેતાલને સાથે લઇને હું એવી તો સેવા શરુ કરી દઈશ કે એક જ દિવસની પૂજાના જોરે તારી માટીની મૂર્તિ આનંદની મારી એકદમ પત્થરની બની જશે.' પરંતુ ભકિતતત્વની આ મોટી મોટી વાતો પર નહિ હોય તો આપણે પછીથી વિચાર કરીશું, પહેલો જરા ક્ષુધાદેવીના કોપને શાંત કરવો પડશે, હવે તો ભૂખના માર્યાં ઊભા પણ રહી શકાતું નથી. સાચે જ શું ઘરમાં કશું જ નથી, અલકા?

**ષોડશી :** પરંતુ ઘેર જઇને તમે નિરાંતે ખાઇ પી શકશો.

**જીવાનંદ :** એટલે કે મારા ઘરની ખબર તને મારા કરતાં વધારે હશે. **(જરા હસી પડે છે)**

**ષોડશી :** જ્યારે તમે આખો દિવસ કાંઇ ખાધુંપીધું ન હોય, ત્યારે ઘરમાં તમારે માટે ખાવા પીવાની કશી જ વ્યવસ્થા ન રાખવામાં આવી હોય, એવું તે બની શકે ખરું કે?

**જીવાનંદ :** કેમ ન બની શકે? મેં ખાધું નથી, એટલા માટે મારી થાળી પીરસીને વાટ જોતી બેસી રહે, એવી કોઇ વ્યવસ્થા તો મેં હજી કરી રાખી નથી. પછી આજે નાહકનો ગુસ્સો કરવાથી શો ફાયદો? **(કહી પુનઃ પૂર્વવત હસે છે)**

**જીવાનંદ :** મારી જે શાંતિપૂર્ણ જીવનયાત્રા તે દિવસે પોતાની સગી આંખોએ તું જોઇ ગઇ હતી, તે કદાચ આજે ભૂલી ગઇ હોઇશ. ઠીક, તો હવે જાઉં?

**ષોડશી :** (વ્યાકુળ કંઠે) થોડો દેવીનો પ્રસાદ છે, એ આપને ચાલશે?

જીવાનંદ : અરે એવો તો ચાલશે ને? પણ સાવ થોડો જ દેવીનો પ્રસાદ? એ તો તું માત્ર તારા જ માટે લાવી હોઇશ, અલકા?

ષોડશી ; નહિ તો શું આપના માટે લાવી રાખ્યો હતો, એમ આપ સમજો છો?

જીવાનંદ : (હસતા ચેહરે) ના, એમ તો નથી સમજતો. પરંતુ એમ વિચાર કરું છું, કે તને વંચિત રાખવી પડશે.

ષોડશી : એવી ચિંતા કરવાની જરુર નથી. મને વંચિત રાખવાથી આપને કશો નવો અપરાધ નહિ લાગે.

જીવાનંદ : ના, અપરાધ તો હવે મારે માટે કશો થતો જ નથી. હું તો સાવ છેલ્લે પાટલે પહોંચેલો માણસ છું. પરંતુ અચાનક એક વિચિત્ર ખ્યાલ મારા મગજમાં આવ્યો છે અલકા, જો તું હસે નહી તો કહું.

ષોડશી : કહો.

જીવાનંદ : એમ લાગે છે કે હજી પણ જો ઇચ્છું તો કદાચ જીવી શકું—હજી પણ માણસની જેમ,—પરંતુ એવું કોઇ નથી કે જે મારો,—પરંતુ માત્ર તું જ આ પાપિષ્ટનો ભાર સંભાળી શકે,—સંભાળીશ, અલકા?

ષોડશી : આપ આ શું કહી રહ્યા છો?

જીવાનંદ : (આત્મસમર્પણના આશ્ચર્યપૂર્ણ સ્વરે) હું એમ કહી રહ્યો છું કે તું મારો સમગ્ર ભાર સંભાળી લે, અલકા!

ષોડશી : (ચમકી, ક્ષણભર થોભીને) એટલે કે મારા જે કલંકનો આપે ફેંસલો કર્યો છે, તેના ઉપર મારા જ હાથે મહોર મરાવી લેવા ઇચ્છો છો! મારી માને તમે બનાવી ગયા હતા, પરંતુ મને તમે નહિ બનાવી શકો.

જીવાનંદ : પરંતુ એવો પ્રયત્ન તો મેં કર્યો નથી, અલકા ! તારો ફેંસલો મેં કર્યો છે, પણ તેના પર મેં વિશ્વાસ નથી કર્યો. વારંવાર મનમાં એક જ વિચાર આવ્યા કર્યો છે કે આ કઠોર આશ્ચર્યમયી રમણીને જેણે અભિભૂત કરી છે, તે પુરુષ કોણ હશે ?

ષોડશી : (વિસ્મિત થઇને) એ લોકોએ આપને એનું નામ નથી જણાવ્યું ?

જીવાનંદ : ના. મેં ઘણીવાર એ પૂછ્યું છે અને એ લોકો દરેક વખતે ચુપ રહ્યા છે. ખેર, જવા દે બધી વાતને, હું હવે જાઉં છું, તું શું કરે છે ?

ષોડશી : પરંતુ આપને તો હજી મહત્વની વાતો કરવાની હતી ને ?

જીવાનંદ : મહત્વની વાતો ? પરંતુ એ શી હતી, એ મને અત્યારે યાદ નથી આવતી. માત્ર એટલું જ યાદ આવે છે કે તારી સાથે વાતો કરવાનું જ મારે કામ હતું. અલકા, સાચે જ શું તારા ફરીથી લગ્ન થયાં હતાં ?

ષોડશી : ફરીથી વળી કેવું ? સાચેસાચાં લગ્ન તો મારાં એક જ વાર થયાં છે.

જીવાનંદ : અને તારી માએ જે એક વાર તને મને સોંપી હતી એ શું સત્ય નથી ?

ષોડશી : ના, એ સત્ય નથી. મારી સાથે મારી માતાએ તમને જે રુપિયા આપ્યા હતા, તે જ તમે લીધા હતા, મને નહિ. ઠગાઇ સિવાય એમાં લેશમાત્ર પણ ક્યાંય સત્ય ન હતું.

જીવાનંદ : (થોડી વાર ધ્યાનમગ્નની જેમ બેસી રહીને; જાણે બહુ દૂરથી બોલતો હોય તેમ-) અલકા, તારી આ વાત સાચી નથી.

ષોડશી : કઈ વાત ?

જીવાનંદ : તેં જે માની લીધી છે તે. વિચાર તો હતો કે એ કહાણી ક્યારેય હું કોઇને નહિ કહું, પરંતુ એ 'કોઈ'માં તારી ગણત્રી નથી કરી શકતો. તારી મા સાથે મેં છેતરપીંડી કરી હતી, પરંતુ તારી સાથે છેતરપીંડી કરવાની તક ભગવાને મને નથી આપી. મારી એક વિનંતી માન્ય કરીશ ?

ષોડશી : કહો ?

જીવાનંદ : હું સત્યવાદી નથી; પરંતુ, મારી આજની વાત પર તું ખાતરી રાખજે. તારી માને હું ઓળખતો હતો, એની દીકરીને પત્ની રુપે સ્વિકાર કરવાની મારી ધારણા નહોતી,-મારી નજર તો હતી માત્ર એના રુપિયા પર ! પરંતુ, એ રાતે જ્યારે તું હાથોહાથ મને મળી, ત્યારે 'ના' કહીને પાછી આપી દેવાની ઈચ્છા પણ પુનઃ નહોતી થઈ.

ષોડશી : તો શું ઈચ્છા થઈ ?

જીવાનંદ : રહેવા દે, એ સાંભળવાનો આજે તું આગ્રહ ન રાખીશ. કદાચ અંત સુધી સાંભળવાથી તું સમજી જઈશ અને એ સમજવામાં નુકસાન સિવાય બીજો કશો ફાયદો મને થવાનો નથી. પરંતુ, એ લોકોએ જે રીતે તને સમજાવ્યું હતું, તેમ મૂળમાં નહોતું,-હું તને ત્યાગીને નહોતો નાસી ગયો.

ષોડશી : આપનો એ નહિ નાસી જવાનો ઇતિહાસ આપ પોતેજ કહી સંભળાવો,

જીવાનંદ : હું બેવકુફ નથી, જો કહીશ જ તો પણ એના પરિણામનો વિચાર કરીને જ કહીશ. તારી માના આટલા મોટા ભયંકર પ્રસ્તાવ પર હું કેમ રાજી થઈ ગયો હતો, તે તું જાણે છે ?

મેં એક સ્ત્રીનો હાર ચોર્યો હતો, વિચાર કર્યો હતો કે પૈસા આપીને એને મનાવી લઇશ. એ તો માની ગઈ, પરંતુ પોલીસનું વૉરંટ ન માન્યું. છ માસ જેલમાં વિતાવ્યા – એજે જે પાછલી રાતે નાસી ગયો હતો, ત્યાર બાદ પાછા ફરવાનો સમય જ નહોતો મળ્યો !

ષોડશી : (શ્વાસ રોકીને) ત્યાર બાદ ?

જીવાનંદ : (સ્મિત કરીને) ત્યાર બાદનો ઇતિહાસ પણ કાંઈ ખરાબ નથી. જીવાનંદ બાબુને માથે એક બીજું વૉરંટ પણ ફરતું હતું. કેટલા માસ પહેલાં રેલગાડીમાંથી એક સહયાત્રી મિત્રની બેગ લઇને છૂ થઈ ગયો હતો. એટલે બીજું એક દોઢ વર્ષ ! એટલે કુલ બે વર્ષ ગુપ્ત રહ્યા બાદ જ્યારે બીજગામના ભાવી જમીનદાર સાહેબે રંગભૂમિ પર પુનઃ પ્રવેશ કર્યો, ત્યારે તો કોણ અલકા અને કોણ એની મા !

[ બન્ને થોડી વાર પર્યંત નિસ્તબ્ધ રહે છે.

જીવાનંદ : હજી એકવાર સભામાં જવાનું છે. અલકા, તો હું હવે જઈશ.

ષોડશી : સભામાં આપને માટે ઘણું બધું કામ પડયું હશે, એટલે આપના ગયા વિના તો ચાલે જ નહિ. પરંતુ સાથે કાંઈક ખાધાપીધા વિના પણ નહિ જઈ શકાય.

જીવાનંદ : નહિ જઈ શકાય ? તો લઈ આવ. પરંતુ મારામાં એક બાહુ ખરાબ આદત છે, ખાધા પછી મારાથી જરાપણ હલાતું નથી.

ષોડશી : ન જઈ શકો, તો અહીં જ આરામ કરજો.

જીવાનંદ : આરામ કરું ? અને જો ક્યાંક ઊંઘી ગયો તો, અલકા ?

મેં એક સ્ત્રીનો હાર ચોર્યો હતો, વિચાર કર્યો હતો કે પૈસા આપીને એને મનાવી લઇશ. એ તો માની ગઈ, પરંતુ પોલીસનું વૉરંટ ન માન્યું. છ માસ જેલમાં વિતાવ્યા–એજે જે પાછલી રાતે નાસી ગયો હતો, ત્યાર બાદ પાછા ફરવાનો સમય જ નહોતો મળ્યો!

ષોડશી : (શ્વાસ રોકીને) ત્યાર બાદ?

જીવાનંદ : (સ્મિત કરીને) ત્યાર બાદનો ઇતિહાસ પણ કાંઇ ખરાબ નથી. જીવાનંદ બાબુને માથે એક બીજું વૉરંટ પણ ફરતું હતું. કેટલા માસ પહેલાં રેલગાડીમાંથી એક સહયાત્રી મિત્રની બેગ લઇને છૂ થઈ ગયો હતો. એટલે બીજું એક દોઢ વર્ષ! એટલે કુલ બે વર્ષ ગુપ્ત રહ્યા બાદ જ્યારે બીજગામના ભાવી જમીનદાર સાહેબે રંગભૂમિ પર પુનઃ પ્રવેશ કર્યો, ત્યારે તો કોણ અલકા અને કોણ એની મા!

[ બન્ને થોડી વાર પર્યંત નિસ્તબ્ધ રહે છે.

જીવાનંદ : હજી એકવાર સભામાં જવાનું છે. અલકા, તો હું હવે જઇશ.

ષોડશી : સભામાં આપને માટે ઘણું બધું કામ પડયું હશે, એટલે આપના ગયા વિના તો ચાલે જ નહિ. પરંતુ સાથે કાંઇક ખાધાપીધા વિના પણ નહિ જઈ શકાય.

જીવાનંદ : નહિ જઈ શકાય? તો લઈ આવ. પરંતુ મારામાં એક બહુ ખરાબ આદત છે, ખાધા પછી મારાથી જરાપણ હલાતું નથી.

ષોડશી : ન જઈ શકો, તો અહીં જ આરામ કરજો.

જીવાનંદ : આરામ કરું? અને જો ક્યાંક ઊંઘી ગયો તો, અલકા?

ષોડશી : આપ કેમ ન જાણો ! સંસારના વીર પુરુષોમાં પરસ્પર પરિચય તો હોવો જ જોઇએ ને !

જીવાનંદ : એ તો જાણે ઠીક. પરંતુ આ કાપુરુષને વારંવાર અપમાનિત કરવાનો ભાર તારો વીર પુરુષ સહન કરી શકે, તો સારું. ખેર જવા દે, પણ તેં આ પત્રને ફાડી કેમ નાખ્યો ?

ષોડશી : એનો જવાબ હું નહિ આપું.

જીવાનંદ : પરંતુ આ પત્ર સીધો નિર્મળબાબુ પર ન લખતાં તેની પત્નીને સંબોધીને શા માટે લખવામાં આવ્યો ? આ શબ્દવેધી બાણ ચલાવવાની વિદ્યા પણ શું એમણે જ શીખવેલી છે કે ?

ષોડશી : પછી ?

જીવાનંદ : પછી, આજે મારો સંદેહ ટળી ગયો. તારા આ મિત્રની વાત મેં બીજાઓને મોંએ સાંભળી હતી, પરંતુ રાયસાહેબને મેં જેટલીવાર પૂછ્યું, તે દરેક વખતે એ ચુપ જ રહ્યા હતા. હવે મને સમજાયું કે એમને જ સૌથી વધુ ચીડ શા માટે છે ?

ષોડશી : (ચમકીને) નિર્મળબાબુના સંબંધમાં આપે શું સાંભળ્યું છે ?

જીવાનંદ : બધું જ. તારું ચમકવું અને તારા કંઠની મિઠાશથી મારે હસવું જોઈતું હતું, પરંતુ હસી ન શક્યો,–મારે માટે આ ખુશીની વાત નથી. પેલી આંધીમાં, વરસાદમાં, અંધારી રાતે તેનો હાથ પકડીને એને ઘેર પહોંચાડ્યો હતો, તે યાદ છે ? એના સાક્ષીઓ મોજુદ છે. સાક્ષીઓ સાલા કોણ જાણે ક્યાંથી આવીને છૂપાઈ રહે છે પહેલાંથી, એ ખબર જ પડતી નથી. હું પણ જ્યારે ગાડીમાંથી બેગ લઇને નાઠો હતો, ત્યારે મેં માન્યું હતું કે કોઇએ મને જોયો નથી . . .

ષોડશી : કોનું નામ?

જીવાનંદ : જે દૈત્ય–વધ માટે ચંડીગઢમાં અવતાર લેશે, જે દ્રૌપદીના સખા છે, જે,–કહું આગળ?

[ આ વ્યંગોક્તિનો જવાબ ષોડશી નથી આપી શકતી, પરંતુ તેની આંખો પરથી ક્ષણભર પહેલાંની યવનિકા ચીરાઇ ચીરાઇને ફાટી જાય છે.

જીવાનંદ : આ આવ્હાનપત્રની પ્રત્યેક પંક્તિ જેના કાનમાં અમૃત વરસાવશે, તેનું નામ?

ષોડશી : (પોતાને સંયત કરીને) એના નામનું આપને શું કામ છે?

જીવાનંદ : કામ કેમ નથી! પહેલાંથી જો ખબર પડી જાય, તો કદાચ આત્મરક્ષાનો કાંઇક ઉપાય લઇ શકું.

ષોડશી : આત્મરક્ષાની જરુર માત્ર આપને એકલાને જ કાંઇ નથી ચૌધરી સાહેબ, મને પણ હોઇ શકે છે!

જીવાનંદ : હોઇ શકે છે?

ષોડશી : તો એ નામ આપ નહી જાણી શકો. કારણ કે મારી અને આપની આત્મરક્ષા કરવાના ઉપાયો એકી સાથે નહિ થઇ શકે.

જીવાનંદ : જો એમ જ હોય તો, આત્મરક્ષાની જરુર મને જ વધારે છે, એટલું સમજી રાખજે, અને તેમા રંચમાત્ર પણ ત્રુટી નહી રહે, તે પણ સાથે જ સમજી રાખજે. [ ષોડશી નિરુત્તર રહે છે.

જીવાનંદ : તું ભલે મને ન કહે, પરંતુ તારા એ વીર પુરુષનું નામ હું જાણતો ન હોઉં, એવું તો નહિ બને.

ષોડશી : આપ કેમ ન જાણો ! સંસારના વીર પુરુષોમાં પરસ્પર પરિચય તો હોવો જ જોઇએ ને !

જીવાનંદ : એ તો જાણે ઠીક. પરંતુ આ કાપુરુષને વારંવાર અપમાનિત કરવાનો ભાર તારો વીર પુરુષ સહન કરી શકે, તો સારું. ખેર જવા દે, પણ તેં આ પત્રને ફાડી કેમ નાખ્યો ?

ષોડશી : એનો જવાબ હું નહિ આપું.

જીવાનંદ : પરંતુ આ પત્ર સીધો નિર્મળબાબુ પર ન લખતાં તેની પત્નીને સંબોધીને શા માટે લખવામાં આવ્યો ? આ શબ્દવેધી બાણ ચલાવવાની વિદ્યા પણ શું એમણે જ શીખવેલી છે કે ?

ષોડશી : પછી ?

જીવાનંદ : પછી, આજે મારો સંદેહ ટળી ગયો. તારા આ મિત્રની વાત મેં બીજાઓને મોંએ સાંભળી હતી, પરંતુ રાયસાહેબને મેં જેટલીવાર પૂછ્યું, તે દરેક વખતે એ ચુપ જ રહ્યા હતા. હવે મને સમજાયું કે એમને જ સૌથી વધુ ચીડ શા માટે છે ?

ષોડશી : (ચમકીને) નિર્મળબાબુના સંબંધમાં આપે શું સાંભળ્યું છે ?

જીવાનંદ : બધું જ. તારું ચમકવું અને તારા કંઠની મિઠાશથી મારે હસવું જોઈતું હતું, પરંતુ હસી ન શક્યો,–મારે માટે આ ખુશીની વાત નથી. પેલી આંધીમાં, વરસાદમાં, અંધારી રાતે તેનો હાથ પકડીને એને ઘેર પહોંચાડ્યો હતો, તે યાદ છે ? એના સાક્ષીઓ મોજુદ છે. સાક્ષીઓ સાલા કોણ જાણે ક્યાંથી આવીને છૂપાઈ રહે છે પહેલાંથી, એ ખબર જ પડતી નથી. હું પણ જ્યારે ગાડીમાંથી બેગ લઇને નાઠો હતો, ત્યારે મેં માન્યું હતું કે કોઇએ મને જોયો નથી . . .

ષોડશી : જો સાચે જ એમ કર્યું હોય તો એમાં શું મોટો ગુનો થઈ ગયો ?

જીવાનંદ : પરંતુ એ છૂપાવવાનો પ્રયત્ન? કાગળના આ ટૂકડા? જાતે જ જરા વાંચીને જો, તને કેવો લાગે છે? મારી જેમ એ પણ એકવાર તારો ન્યાય તોળવા બેઠા હતા ને? પણ હવે દેખાય છે કે તારો ન્યાય કરવામાં જોખમ છે.

[ એટલું કહી જીવાનંદ સ્મિત કરે છે.
ષોડશી નિરુત્તર રહે છે.

જીવાનંદ : આ હું સાથે લઈ જાઉં છું. જરુર પડયે યથાસ્થાને પહોંચાડી દેવામાં પણ ત્રુટી નહિ રહે. આ થોડીશી પંક્તિઓ જ્યારે મારી,–પુરુષની આંખોને પણ છેતરી નથી શકી, તો મને આશા છે કે હેમવતીને પણ એ થાપ આપી નહિ શકે.

[ ષોડશી નિરુત્તર રહે છે.

જીવાનંદ : કેમ, હું ઘણી વાતો જાણું છું, નહિ?

ષોડશી : હા.

જીવાનંદ : તો આ બધું સાચું છે, એમ જ ને ?

ષોડશી : હા, સાચું છે.

જીવાનંદ : (ચકિત થઇને) ઓ...ફ્, સાચું છે! (નિસ્તેજ દીવાને વધારે સતેજ કરીને ષોડશીના ચહેરા તરફ તીક્ષ્ણ દષ્ટિથી જોઈ રહેતાં) તો હવે તું શું કરીશ ?

ષોડશી : આપ મને શું કરવાનું કહો છો ?

જીવાનંદ : તને? (થોડીવાર સ્તબ્ધ રહીને, દીવાને વધુ સતેજ કરતાં) તો આ બધા લોકો જે તને અસતી કહીને...

ષોડશી : એ લોકો વિરુધ્ધ મેં આપને ફરિયાદ કરી નથી. મારે શું કરવાનું છે, તે બતાવો. કારણ બતાવવાની જરુર નથી.

જીવાનંદ : એ તો ઠીક છે ! પરંતુ, બધા જ જુઠું બોલે છે, અને તું એકલીજ સત્યવાદિની છું, એમ જ શું તું મને હસાવવા માગે છે, અલકા ?

[ ષોડશી નિરુત્તર રહે છે.

જીવાનંદ : તું ઉત્તર આપવા પણ નથી માગતી ?

ષોડશી : ( ડોકું ધૂણાવીને ) ના !

જીવાનંદ : યાને મારી સમક્ષ કેફિયત આપવા કરતાં તું બદનામ થવું જ વધારે પસંદ કરે છે ? ઠીક થયું, બધું સ્પષ્ટ સમજાઈ તો ગયું. ( કહી વ્યંગપૂર્વક હસે છે )

ષોડશી : સ્પષ્ટ રીતે જણાઈ ગયા બાદ મારે શું કરવાનું છે, કેવળ એટલું જ જણાવો.

[ આ જવાબ સાંભળી જીવાનંદના ક્રોધ અને અધૈર્ય સોગણાં વધી જાય છે.

જીવાનંદ : તારે શું કરવું એ તું જાણે. પરંતુ મારે મંદિરની પવિત્રતાની તો રક્ષા કરવી પડશે. સત્યતઃ અભિભાવક તું નહીં પણ હું છું. પહેલાં શું થતું હતું તે હું નથી જાણતો. પરંતુ આજ પછી ભૈરવીને ભૈરવીની જેમ જ રહેવું પડશે. એમ એ નહિ રહી શકે, તો એને એ સ્થાન ખાલી કરવું પડશે.

ષોડશી : સારી વાત છે, એમ જ થશે. વાસ્તવિક અભિભાવક કોણ છે, એ વિષયમાં હું જીદ કરવા નથી માગતી. આપ લોકો જો એમ જ માનતા હશો કે મારા ચાલ્યા જવાથી જ મંદિરની પવિત્રતાની રક્ષા થશે, તો હું ચાલી જઈશ.

જીવાનંદ : તું ચાલી જાય, એજ ઠીક છે. કારણ કે તું ચાલી જાય એવાજ ઉપાયો હું લઇશ.

ષોડશી : હું તો સાચેજ ચાલી જવાની છું, પછી નાહકના ગુસ્સે શું કરવા થાઓ છો ? પરંતુ મંદિરની પવિત્રતાની રક્ષાનો ભાર તમારા ઉપર જ રહેશે.

જીવાનંદ : તું ક્યારે જઇશ ?

ષોડશી : જ્યારે તમે હુકમ કરશો ત્યારે. કાલે, આજે, અત્યારે . . .

જીવાનંદ : પરંતુ નિર્મળબાબુ ? જમાઈ સાહેબ ?

ષોડશી : (કાતર કંઠે) એમનું નામ હવે વચ્ચે ન લાવશો.

જીવાનંદ : મારા મોંએ એનું નામ સુધ્ધાં સાંભળવું નથી ગમતું ? વારુ ! પરંતુ તને અમારે શું આપવું પડશે ?

ષોડશી : કાંઈ પણ નહિ.

જીવાનંદ : આ ઘર પણ ખાલી કરવું પડશે, જાણે છે ? એ પણ દેવીનું છે !

ષોડશી : જાણું છું. જો બનશે તો કાલેજ ખાલી કરી આપીશ.

જીવાનંદ : ક્યાં જવાનો નિર્ણય કર્યો છે ?

ષોડશી : અહીં નહિ રહું, બસ, એથી વધારે કશો જ વિચાર કર્યો નથી. એક દિવસ કશો જ વિચાર કર્યા વિના ભૈરવી બની હતી, આજે વિદાય થતી વેળાએ પણ એથી વધુ વિચાર નથી કરવા માગતી. આપ અહીંના જમીનદાર છો, ચંડીગઢના ભલાબૂરાનો ભાર

આપના પર છોડીને અંતિમ વિદાયના સમયે હવે હું દુવિધા નહિ કરું. પરંતુ મારા પિતા ઘણા જ નબળા મનના છે, એમના પર ભરોસો મૂકીને તમે નિશ્ચિંત ન થશો.

જીવાનંદ : તું સાચે જ ચાલી જવા માગે છે, શું ?

ષોડશી : એ સિવાય મારી દુ:ખી ગરીબ ખેડૂત પ્રજા છે, – એક દિવસ એમને ત્યાં બધું જ હતું, – પરંતુ આજે એમના જેવું નિ:સ્વ, નિરુપાય, ગરીબ બીજું કોઈ નથી. વગર વાંકે ચોર ઠેરવીને લોકોએ એમને જેલ ભેગા કર્યા છે. એમના સુખદુ:ખનો ભાર પણ હું આપના જ ઉપર મૂકતી જાઉં છું

જીવાનંદ : વારુ, એ તો થશે. એ લોકો શું માગે છે, એ બતાવીશ ?

34036

ષોડશી : એ તો એ લોકો પોતે જ કહેશે.

[ એટલું કહી સહસા જાળીમાંથી બહાર જુએ છે અને વળગણીએથી ટૂવાલ અને સાડી લઈ ખભે નાખે છે.

ષોડશી : મારે સ્નાન કરવા જવાનો સમય થયો . . .

જીવાનંદ : નહાવાનો સમય ? અત્યારે, આટલી રાતે ?

ષોડશી : હવે રાત ક્યાં છે ?– આપ હવે ઘેર પધારો.

[ જવા માટે તૈયાર થાય છે.

જીવાનંદ : (વ્યગ્ર કંઠે) પરંતુ મારી તો બધી વાતો હજી બાકી જ રહી ગઈ,

ષોડશી : ભલે રહી ગઈ, હવે આપ પધારો.

જીવાનંદ : ના. કોણ જાણે ક્યાં હું ભારે ભૂલ કરી બેઠો છું અલકા, કે મારી વાતો પૂરી ન થાય ત્યાં સુધી હું અહીં જ . . .

ષોડશી : નહિ, તેમ નહિ બની શકે, આપ હવે ઘેર પધારો. આપે મારું બહુ નુકશાન કર્યું છે, પરંતુ આ જીવનનો અંતિમ સર્વનાશ હું હવે આપને નહિ કરવા દઉં.

જીવાનંદ : વારુ, હું જાઉં છું, અલકા!

[ જાય છે.



અંક બીજો
પ્રવેશ બીજો
સ્થળ · ચંડીગઢ ગામ

ગીત—૧

વિષમ ચકરાવે ચઢતાં આજ ભોળા નાથેશ્વર,
અભિમાની ગૌરીજીએ સંબોધ્યા નવ પ્રાણેશ્વર.

બહુ દિન વીતે આવ્યા ભોળાનાથ શ્વસુર મંદિર,
ધાર્યું કે મળશે ગૌરી સજી લાલ સુરંગી ચીર.

ચદ્રમુખી હસીહસીને વદશે મીઠી મધુરી વાણી,
ભોળાનાં દિલ દર્દો મટશે આશા ઉર પિછાણી.

વિના કહે કયમ ચાલી આવી એના દિલની રાણી,
એ વાતે કોપે અભિમાની બમભોળા શૂલપાણી.

ગૌરીએ આલેખ્યા અંતર શંકરજીના હાલ,
કદી મસાણુ, કદી ભૂતોમાં, હરદમ રહે બેહાલ.

શિષ્ટ સનાતન શાંતિનો આચાર બતાવું સાચો,
આપોઆપ બધો સમજાશે ભેદ ઊઘડતાં આંખો.

ભસ્મ ભભૂતિ અંગ લગાવી, છાંડી દુનિયાદારી,
ગૌરીને શરણે પડીને, થઈ જાઓ પ્રેમપૂજારી.

✽

ગીત—૨

ગૌરીજીને વિદાય દેવા ખુદ આવે શંકરજી,
ગૌરીએ તવ સ્પષ્ટ સૂણાવ્યું કે મારી નથી મરજી.

પાંચ વરસ તપ પંચાગ્નિ કરીને સોંપી જનનીએ,
તેને તું નવ પાળી શકતો વાત સૂણી નવલીએ.

(શું) શોક તણા કો ફંદે ચઢતાં આજે બને પરાયો,
પ્રેમજાળમાં ફસે ન કોઇ તેથી દીસે દૂભાયો.

(અલી!) તુચ્છ નકામી ચીજ ન ગણવી જે તવ લખી સિતારે,
નાહિ ધોઇને રીઝવી 'પ્યારા' કહી દે મૂખથી તારે.



અંક બીજો
પ્રવેશ ત્રીજો
સ્થળ · ષોડશીની કુટીર

[ નિર્મળનો પ્રવેશ.

ષોડશી : આ શું, આટલી મોડી રાતે આમ અકસ્માત તમે અહીં ક્યાંથી, નિર્મળબાબુ?

[ નિર્મળ નિરુત્તર ઊભો રહે છે.

ષોડશી : (હસીને) ઠીક . . . સમજી ગઇ. જતા પહેલાં કદાચ છુપાઇને એક વાર મને જોઈ લેવા આવ્યા છો, કેમ?

નિર્મળ : તમે શું અંતર્યામિની છો!

ષોડશી : એ વિના શું ભૈરવીગીરી થઈ શકતી હશે, નિર્મળબાબુ? પરંતુ અહીં અજવાળું નથી – ચાલો, અંદર મારી ઓરડીમાં આવીને બેસો.

નિર્મળ : રાતના એકલાં મને ઓરડીમાં લઇ જવા માગો છો . . . તમારું સાહસ પણ કાંઈ ઓછું નથી.

ષોડશી : અને તે દિવસે રાતના અંધારામાં જયારે હાથ પકડીને નદીનું મેદાન પાર કરાવીને લઈ ગઇ હતી. ત્યારે તમને શું મારામાં ભયનાં લક્ષણો દેખાયાં હતાં શું? તે દિવસે પણ તમે તો આજની જેમ એકલા જ હતા.

નિર્મળ : સાચે જ તમારા સાહસને સીમા નથી.

ષોડશી : સીમા શી રીતે રહી શકે નિર્મળબાબુ, હું તો ભૈરવી છું ને! આવો, અંદર આવો.

નિર્મળ : ના ના, હું અંદર હવે નહિ આવું, મારે જવું છે.

ગીત—૨

ગૌરીજીને વિદાય દેવા ખુદ આવે શંકરજી,
ગૌરીએ તવ સ્પષ્ટ સૂણાવ્યું કે મારી નથી મરજી.

પાંચ વરસ તપ પંચાગ્નિ કરીને સોંપી જનનીએ,
તેને તું નવ પાળી શકતો વાત સૂણી નવલીએ.

(શું) શોક તણા કો ફંદે ચઢતાં આજે અને પરાયો,
પ્રેમજાળમાં ફસે ન કોઇ તેથી દીસે દૂભાયો.

(અલી!) તુચ્છ નકામી ચીજ ન ગણવી જે તવ લખી સિતારે,
નાહિ ધોઇને રીઝવી 'પ્યારા' કહી દે મૂખથી તારે.



ષોડશી : આ તો ડર લાગે એવી વાત છે, નિર્મળબાબુ.

નિર્મળ : (હસીને શીર હલાવતો) ડર થોડો ઘણો તો છે જ!

ષોડશી : થોડો ઘણો તો સારો. હેમને પણ સાવધાન કરી દેવી જોઇએ.

નિર્મળ : એટલે ?

ષોડશી : બધી વાતોનો અર્થ થોડો જ હોય છે. (હસીને) મહેમાનની પરોણાગત તો થઇ ચૂકી. હસીખુશીને જેટલી થઇ શકે તેટલી જ,—એથી વધારે પૂંજી તો નથી, ભાઇ. ઠીક, હવે આવો, કાંઇક કામની વાત કરીએ.

નિર્મળ : કહો.

ષોડશી ; (ગંભીર બનીને) બે માણસો દેવીને વંચિત કરવા ઇચ્છે છે.—એક રાયસાહેબ અને બીજા જમીનદાર . . .

નિર્મળ : અને એક તમારા પિતા.

ષોડશી : પિતા! . . . હા, એ પણ ખરા.

નિર્મળ : મારા સસરાની વાત તો જાણે સમજ્યો અને તમારા પિતાની વાત પણ કંઇક સમજાય છે, પરંતુ આ જમીનદાર-મહારાજની વાત કશી સમજમાં નથી આવતી. એ શા કારણસર તમારી સાથે દુશ્મનાવટ નીભાવી રહ્યો છે ?

ષોડશી : દેવીની ઘણી જમીન તેની પોતાની છે એમ જણાવી વેચી ખાવા માગે છે. પરંતુ હું બેઠી છું ત્યાં સુધી એવું કદાપિ નહિ બની શકે.

નિર્મળ : (હસીને) એ હું જોઇ લઇશ.

ષોડશી : તો પછી અહીં જ બેસો.

[ બન્ને બેસે છે.

ષોડશી : તો શું આજે જ જવાનું નક્કી થયું ?

નિર્મળ : ના, આજે જવાનું માંડી વાળ્યું છે. રાતે ઘેર જતાં સાંભળ્યું કે આજે સાંજે મંદિરમાં તમારો ફેંસલો આપવાનો છે. એ સભામાં હું હાજર રહેવા માગું છું.

ષોડશી : શા માટે ? માત્ર કુતૂહલને સંતોષવા કે મારી રક્ષા કરવા માગો છો ?

નિર્મળ : સાચા જીગરથી કોશીશ કરીશ એની.

ષોડશી : પછી ભલે હાની થાય, કષ્ટ વેઠવું પડે, સસરા સાથે વિચ્છેદ થાય, તો પણ ?

નિર્મળ : હા, તો પણ !

[ ષોડશી હસી પડે છે.

નિર્મળ : (સ્મિત કરતાં) તમે તો હસી પડયાં. કેમ, વિશ્વાસ નથી આવતો ?

ષોડશી : આવે છે, પરંતુ હું હસું છું એક બીજી જ વાતપર: સાંભળ્યું છે કે પહેલાંની ભૈરવીઓ પરદેશીઓને બકરા બનાવીને રાખતી. એ તો જાણે ઠીક, પરંતુ એ બકરાંઓનું શું કરતી હતી એ, નિર્મળબાબુ ? ચરાવતી ફરતી હતી કે એમને અંદર અંદર લડાવીને તમાશો જોયા કરતી ? (કહી બાળકની જેમ ખડખડાટ હસી પડે છે)

નિર્મળ : (મશ્કરીમાં જોડાઈ પોતે પણ ખૂબ હસી પડીને) બીજું પણ કરતી હશે, માતા ચંડી સમક્ષ ભોગ ધરાવીને ખાધા કરતી પણ હોય !

ષોડશી : આ તો ડર લાગે એવી વાત છે, નિર્મળબાબુ.

નિર્મળ : (હસીને શીર હલાવતો) ડર થોડો ઘણો તો છે જ!

ષોડશી : થોડો ઘણો તો સારો. હેમને પણ સાવધાન કરી દેવી જોઇએ.

નિર્મળ : એટલે ?

ષોડશી : બધી વાતોનો અર્થ થોડો જ હોય છે. (હસીને) મહેમાનની પરોણાગત તો થઇ ચૂકી. હસીખુશીને જેટલી થઇ શકે તેટલી જ, – એથી વધારે પૂંજી તો નથી, ભાઇ. ઠીક, હવે આવો, કાંઇક કામની વાત કરીએ.

નિર્મળ : કહો.

ષોડશી ; (ગંભીર બનીને) બે માણસો દેવીને વંચિત કરવા ઇચ્છે છે. – એક રાયસાહેબ અને બીજા જમીનદાર . . .

નિર્મળ : અને એક તમારા પિતા.

ષોડશી : પિતા! . . . હા, એ પણ ખરા.

નિર્મળ : મારા સસરાની વાત તો જાણે સમજ્યો અને તમારા પિતાની વાત પણ કંઇક સમજાય છે, પરંતુ આ જમીનદાર–મહારાજની વાત કશી સમજમાં નથી આવતી. એ શા કારણસર તમારી સાથે દુશ્મનાવટ નીભાવી રહ્યો છે ?

ષોડશી : દેવીની ઘણી જમીન તેની પોતાની છે એમ જણાવી વેચી ખાવા માગે છે. પરંતુ હું બેઠી છું ત્યાં સુધી એવું કદાપિ નહિ બની શકે.

નિર્મળ : (હસીને) એ હું જોઇ લઇશ.

ષોડશી : પરંતુ બીજી ઘણી એવી બાબતો છે જે તમે નહિ જોઇ શકો.

નિર્મળ : એવી તે કઈ બાબતો છે? . . . . એક તો તમારી જુઠી બદનામીની છે?

ષોડશી : (શાંત સ્વરે) એની મને ચિંતા નથી. બદનામી સાચી હોય યા જુઠી, એને લઇને તો ભૈરવીનું જીવન છે, નિર્મળબાબુ! હું એજ વાત એ લોકોને કહેવા માગું છું.

નિર્મળ : (આશ્ચર્યસહ) પોતાને મોંએ એ કહેવું એ તો સ્વિકાર કર્યા બરોબર છે.

ષોડશી : હોઈ શકે.

નિર્મળ : પરંતુ એ લોકો તો કહે છે કે . . .

ષોડશી : કોણ કહે છે?

નિર્મળ : ઘણા માણસો કહે છે કે તે દિવસે યાને જ્યારે માજિસ્ટ્રેટ આવ્યો હતો તે રાતે, તમારા જ ખોળામાં . . .

ષોડશી : એ લોકોએ જાતે જોયું હતું? બની શકે છે, મને બરાબર યાદ નથી; જો જોયું હોય તો સાચી વાત છે. એમની તબીયત તે દિવસે બહુ જ ખરાબ હતી, મારા ખોળામાં માથું રાખીને જ એ સુતા હતા.

નિર્મળ : (ક્ષણભર સ્તબ્ધ બની જઈ) પછી?

ષોડશી : દિવસો તો ગમે તેમ કરીને વીતે છે, પરંતુ તે દિવસથી કોઈ પણ વાતમાં મારું મન લાગતું નથી. બધું જ જાણે મિથ્યા જેવું ભાસી રહ્યું છે.

નિર્મળ : શું મિથ્યા જેવું?

**ષોડશી** : બધું જ–ધર્મ, કર્મ, વ્રત, ઉપવાસ, દેવસેવા–આટલા દિવસ પર્યંત જે કાંઈ કર્યુંકારવ્યું તે બધું જ . . .

**નિર્મળ** : તો પછી શા માટે ભૈરવીનું પદ સાચવી રાખવા માગો છો ?

**ષોડશી** : અમસ્તું જ ! અને જો તમે કહેતા હો કે એની પણ કાંઈ જરુર નથી . . .

**નિર્મળ** : ના, ના, હું કશું નથી કહેતો. ઠીક, તો હું હવે જાઉં છું. તમારો ન જાણે કેટલો કામનો વખત બગાડયો !

**ષોડશી** : મહેમાનની ખાતરબરદાસ્ત કરવી, મિત્રનું મન સાચવવું, એ શું કામ નથી, નિર્મળબાબુ ?

**નિર્મળ** : સવાર થવા આવ્યું, હવે હું જાઉં.

**ષોડશી** : ઠીક ત્યારે, જાઓ. મારે પણ સ્નાન કરવાનો વખત થયો છે, હું પણ જાઉં છું.

[ બન્ને જાય છે.

[ સરદાર સાગર અને ફકીરનો પ્રવેશ.

**સાગર** : નહિ, એમ નહિ બની શકે,–કદાપિ પણ એવું નહિ બની શકે, ફકીર સાહેબ ! મા તો કહે છે કે હું તો બધું અહીંનું અહીં મૂકીને જ ચાલી જઇશ. હું આપને કહી દઉં છું કે એવું નહિ બની શકે.

**ફકીર** : કેમ નહિ બની શકે, સાગર ?

**સાગર** : એ હું નથી જાણતો, પરંતુ જવાનું નહિ બની શકે એટલું હું તો જાણું છું. એ ચાલ્યાં જશે, પછી અમે બધા દીન દુઃખી ખેડૂતો રહીશું ક્યાં ? જીવીશું કોના આધારે ?

**ફકીર** : પરંતુ તમે લોકોએ શું એ સાંભળ્યું નથી કે ષોડશી કેટલી લજ્જા અને ઘૃણાથી બધાનો ત્યાગ કરીને જવા તત્પર થઈ છે ?

**સાગર** : સાભળ્યું છે. એટલે જ તો બીજાઓની જેમ અમારા લોકોની પણ સમજમાં એ વાત નથી આવતી કે માએ સાહેબના હાથમાંથી એ રાતના જમીનદારને શું કરવા બચાવી લીધો હતો ?

[ ક્ષણવાર સ્તબ્ધ રહીને.

**સાગર** : સમજમાં આવે કે ન આવે ફકીર સાહેબ, પરંતુ એટલું તો હું સમજું છું કે જેને એક વાર મા કહીને બોલાવી છે, તેનાં સંતાન થઇને અમે તેનો ન્યાય તોળવા નહિ બેસીએ.

**ફકીર** : ભલે તમે લોકો ન્યાય તોળવા નહિ બેસો, તેથી ચંડીગઢમાં તેમનો ન્યાય તોળનારાઓની ખોટ પડવાની નથી.

**સાગર** : શું માત્ર એ લોકો જ ન્યાય તોળશે તે સાચો ન્યાય ગણાશે ? અમે એમનાં બાળકો છીએ – અમારાં હૃદય એ લોકોનો આપેલો ચૂકાદો સ્વિકારી શકશે, ફકીર સાહેબ ? અમે શું એ લોકોને નથી ઓળખતા ? એક દિવસ જ્યારે અમારા બધાનું સર્વસ્વ છીનવી લીધું હતું એ લોકોએ, ત્યારે પણ એમનો જ ચૂકાદો હતો – અને જ્યારે જેલમાં ધકેલ્યા હતા, ત્યારે પણ આવા જ ન્યાયપ્રિય સાક્ષીઓ ઊભા કરવામાં આવ્યા હતા !

**ફકીર** : એ બધું હું ક્યાં નથી જાણતો ?

**સાગર** : પરંતુ હજી કેટલીક બાબતો આપ નથી જાણતા. અમે કાકો ભત્રિજો સજા ભોગવીને છૂટ્યા. અમે કહ્યું, મા અમે તો મરી ગયા. માએ ગુસ્સે થઇને કહ્યું, તમે લોકો ધાડપાડુ છો, તમે લોકો મરી જાઓ એ જ બહેતર છે.. અમે લોકો રીસાઇને ચાલ્યા

આવ્યાં. કાકા બોલ્યા કે ભગવાન, ગરીબો પર વિશ્વાસ ધરાવનાર કોઈ નથી. બીજે દિવસે સવારે માએ અમને લોકોને બોલાવીને કહ્યું કે, મેં તમારી સાથે બહુ ભારે અન્યાય કર્યો છે, તમે મને ક્ષમા કરો. તમારા લોકોનો ભલે બીજા લોકો વિશ્વાસ ન કરે, પરંતુ હું તો વિશ્વાસ કરું છું. હજી પણ મારી પાસે વીસેક વીઘાં જમીન પડી છે, એ તમે બધા વહેંચી લ્યો. ચંડીદેવીને સાંથ તરીકે તમને જે ઠીક લાગે તે આપજો, પરંતુ ખરાબ રસ્તે ક્યારેય પગ ન મૂકશો, એટલી જ મારી એક શર્ત છે.

**ફકીર** : પરંતુ લોકો કહે છે કે . . .

**સાગર** : ભલે કહેતા. માત્ર માને એટલી ખાતરી થાય કે અમારા લોકોની તેમના પ્રતિની શ્રધ્ધા જેવી ને તેવી અચળ છે, તો બસ. જાણો છો, ફકીરસાહેબ કે અમારા લોકોના કારણે જ એકકોડી એમની સાથે દુશ્મનાવટ રાખે છે, અમારા જ કારણે રાયસાહેબ પણ એમના દુશ્મન બની બેઠા છે. અને મજા તો એ છે કે એ પોતે જાણતા નથી કે પોતે કોની દયાને લઇને જીવે છે!

**ફકીર** : પરંતુ તમે લોકો મને શું કરવા લઈ આવ્યા છો?

**સાગર** : કેમ? સાંભળ્યું છે કે તમે મુસલમાન હોવા છતાં પણ એમને મન એમના ગુરુ કરતાં મોટા છો. તમારા સિવાય માને બીજું કોઈ રોકી શકે તેમ નથી.

**ફકીર** : પરંતુ આટલા મોટા અનુચિત અન્યાયનો હું નિષેધ કરું શા માટે, સાગર?

**સાગર** : કરશો, માનવીના કલ્યાણ માટે!

**ફકીર** : પરંતુ ષોડશી તો ઘેર નથી. અને હવે મોડું થઈ ગયું છે, એટલે હું પણ વધારે સમય નહિ રોકાઈ શકું. હું તો હવે જાઉં છું.

**સાગર** : રોકાઈ નહિ શકો? તેમને નહિ અટકાવો? પરંતુ આનું પરિણામ સારું નહિ આવે.

**ફકીર** : આવું અશુભ બોલવું તને શોભતું નથી, સાગર!

**સાગર** : મા પણ એમ જ કહે છે કે આવું અશુભ બોલવું મને શોભા દેતું નથી. ઠીક, હવેથી નહિ બોલું—ભલે અમારા મનની વાત અમારા મનમાંજ રહે! [ ફકીર જાય છે.

**સાગર** : તમે તો ફકીર સન્યાસી છો, તમે ધાડપાડુના હૃદયની આગને શી રીતે સમજી શકો! અમારું તો બધું નષ્ટ થઈ ગયું છે, તે પર જો મા પણ અમને છોડીને ચાલી ગઈ, તો પછી અમે કશું પાછળ નહિ રહેવા દઈએ. [ પ્રસ્થાન.

[ નિર્મળ અને ષોડશીનો પ્રવેશ.

**ષોડશી** : શું અમસ્તી જ બોલાવી લાવી? છી! છી! ઊભા ઊભા શું સાંભળતા હતા બધું ઢંગધડા વગરનું? દેવીના મંદિરમાં, તેના આંગણાની વચ્ચોવચ્ચ એકઠા થઈને, થોડા કાયર માણસો ન્યાય કરવાના ઓઠા હેઠળ બે અસહાય સ્ત્રીઓની ગંદી બદનામી કરી રહ્યા છે—તેમાંય એક તો મરી ગઈ છે અને બીજી ગેરહાજર!.. આવો, ઘરમાં આવો!

[ બારણામાં આસન બીછાવેલું હતું. નિર્મળને તે પર આદરસહ બેસાડી પોતે પણ નજીકમાં બેસે છે.

**ષોડશી** : તમે કહ્યું હતું કે મારા મામલા–મુકર્દમાનો બધો ભાર તમે તમારા માથા પર લઈ લેશો. કહો, એ સાચી વાત છે?

**નિર્મળ** : હા, સાચી વાત છે?

**ષોડશી** : શા માટે?

ષોડશી : વાહ! એક વાર તો 'તમે' કહો છો, અને વળી પાછા બીજી વાર 'આપ' કહી સંબોધો છો! (હસીને) ડરવાનું કાંઇ કારણ નથી, એ બહુ સજ્જન પુરુષ છે, કોઇ સાથે લડતા ઝગડતા નથી. તે સિવાય આપને અને એમને કશો પરિચય પણ નથી – એ પણ એક લાભની વાત છે. (બારણા નજીક જઈ સ્વાગત કરતાં) પધારો.

જીવાનંદ : (પ્રવેશ કરતાં જ વચ્ચે ઊભો રહી જઇને) આપ? કોણ નિર્મળબાબુ તો નહિ?

ષોડશી : હા, 'આપના મિત્ર' કહી પરિચય આપવામાં આવે તો કદાચ એમાં અત્યુક્તિ નહિ થાય.

જીવાનંદ : (હસીને) વિચિત્ર વાત કરો છો! મિત્ર નહિ તો બીજું શું? એ બધાની કૃપાથી તો હું હજી સુધી ટકી રહ્યો છું, નહિ તો મામાની જમીનદારી મેળવવા માટે જે ધંધા કર્યા છે, તે જોતાં તો ચંડીગઢના શાંતિકુંજને બદલે અત્યારે ક્યારનોય આંદામાનના શ્રીઘરમાં જઈ પહોંચ્યો હોત!

ષોડશી : ચૌધરી સાહેબ, બારીસ્ટર મોટા માણસ છે, એટલે બધી સાબાશી શું એમને જ મળશે? આંદામાન વગેરે મોટાં શ્રીઘરો ભલે ન મળ્યાં, પરંતુ નાનાં છે એટલા માટે આ દેશનાં શ્રીઘર પણ કાંઈ મનોરમ સ્થાન તો નથી જ – ગરીબ હોવાના કારણે શું ભૈરવીઓને જરા જેટલો પણ ધન્યવાદ નહિ મળે?

જીવાનંદ : (લજ્જીત થઈ જઇને) ધન્યવાદ મેળવવાનો સમય આવતાં જ એ પણ મળશે.

ષોડશી : હા, જે રીતે સભામાં ઊભા રહી હમણાં જ જેમ એકવાર આપી આવ્યા છો, તેવી રીતે!

[ જીવાનંદ સ્તબ્ધ બની જાય છે.

ષોડશી : નિર્મળબાબુ અત્યારે અહીં ન હોત તો હું આપની સાથે ખૂબ લડત. છી : એ શું કોઈ પણ પુરુષ માટે શોભાપ્રદ હતું? તદુપરાંત એની જરુર પણ શી હતી, કહો જોઈએ? તે દિવસે આજ સ્થળે બેસીને આપને મેં જણાવ્યું હતું કે આપ મને જે આજ્ઞા કરશો, તે હું માથે ચઢાવીશ. આપ પણ મને આપનો હુકમ સ્પષ્ટ આપી ગયા હતા. આ લ્યો પેટીની ચાવી અને આ લ્યો હિસાબ! (લૂગડાને છેડેથી ચાવી ખોલીને અને ગોખલામાંથી એક ચોપડો ઉતારીને જીવાનંદના ચરણ સમક્ષ મૂકે છે) માતાજીના જે કાંઈ અલંકાર છે, જે કાંઈ કાગળો વગેરે છે, તે બધુંય આપને પેટીમાંથી મળશે અને એક બીજો કાગળ આપને આ ખાતાવહીમાંથી મળશે કે જેમાં મેં ભૈરવી તરીકેના હક છોડી દેતો મારી સહી સાથેનો એકરાર કરેલો છે.

જીવાનંદ : (અવિશ્વાસથી) શું કહો છો? પરંતુ કોની સમક્ષ આ બધાનો ત્યાગ કર્યો?

ષોડશી : એમાં બધું લખેલું છે, જોઈ લેજો.

જીવાનંદ : જો એમ જ છે, તો પછી ચાવીઓ પણ એમને જ કેમ ન સોંપી દીધી?

ષોડશી : એમને જ આપી તો છે.

જીવાનંદ : (મલિન મુખ અને સંદિગ્ધ કંઠે) પરંતુ હું તો આ બધું નથી લઈ શકતો, ષોડશી. ચોપડામાં લખેલી વિગત મુજબ પેટીમાંથી બધી વસ્તુઓ નીકળશે એની શી ખાત્રી? તમારે જરુર હોય, તો પાંચ માણસોને પંચ તરીકે રાખીને સોંપી દેજો.

ષોડશી : (ગરદન હલાવતી) મારે એવું કાંઈ કરવાની જરુર નથી. પરંતુ ચૌધરી સાહેબ, આપનાથી પણ એમ કહી છટકી નહિ જઈ શકાય. આંખો મીંચીને જેના હાથે ઝેર ખાવાની હિમ્મત આવી

હતી, તેના જ હાથમાંથી આજે ચાવીઓ લેવાની હિમ્મત નથી આવતી, એ વાત હું નથી માની શકતી. લ્યો, લઈ લ્યો.

[ ચોપડો અને ચાવીઓ લઈ એક પ્રકારે જબરજસ્તીથી જીવાનંદના હાથમાં મૂકી દે છે.

ષોડશી : હાશ, હવે હું છૂટી થઈ. ( કોમળ કંઠે ) હવે માત્ર એક બીજો ભાર આપના પર મૂકતી જાઉં છું અને તે છે મારા દુ:ખી ખેડુતોનું ભવિષ્ય ! મેં અનેક પ્રયત્નો કર્યા છતાં હું તેમનું કશું પણ ભલું નથી કરી શકી – તમે તે સહેલાઇથી કરી શકશો. ( નિર્મળ પ્રતિ જોઇને ) મારી વાતચીત સાંભળીને તમે આશ્ચર્યમાં પડી ગયા છો શું, નિર્મળબાબુ ?

નિર્મળ : ( માથું ધૂણાવીને ) માત્ર આશ્ચર્ય જ નહિ, હું તો લગભગ અભિભૂતના જેવી સ્થિતિમાં આવી પડયો છું. ભૈરવીના પદનો ત્યાગ કરી, તમે જે એ દરમ્યાન ત્યાગપત્ર પર સહી કરી કરાવીને બધું કામ તૈયાર કરી રાખ્યું છે, એની તો તમે મને જરા સરખી પણ ખબર પડવા ન દીધી.

ષોડશી : મને હજી મારી ઘણી વાતો આપને કહેવાનો સમય નથી મળ્યો, પરંતુ એક દિવસ કદાચ એ બધું જાણી શકશો. આ સંસારમાં માત્ર એક જ વ્યક્તિ એવી છે કે જેને મારી દરેક વાતો મેં કહી છે અને તે વ્યક્તિ છે મારા ફકીરસાહેબ.

નિર્મળ : આ બધી સલાહ પણ કદાચ એમણે જ આપેલી હશે ?

ષોડશી : ના, આ બાબત વિષે તે હજી કશું પણ નથી જાણતા. અને આ, જેને તમે ત્યાગપત્ર કહો છો, તે તો મેં કેટલાય દિવસો પહેલાં તૈયાર કરી રાખ્યું હતું. જેમણે આ કાર્યમાં મને પ્રવૃત્તિ આપી છે, માત્ર તેમનાં જ નામ હું સંસારમાં સર્વથી છૂપાવી રાખીશ.

જીવાનંદ : એવું લાગે છે કે જાણે ઘેર બોલાવી મારી એક મહાન મજાક ઊડાવી રહ્યાં છો, ષોડશી ! તમારા પર વિશ્વાસ મુકવાનું આ કાર્ય તો મારે માટે પેલા 'મોર્ફિયા' ખાવાના કાર્ય કરતાં પણ વધુ કઠણ છે.

નિર્મળ : (હસીને જીવાનંદ તરફ જોઇને) તમે તો માત્ર થોડાં ડગલાં પગે ચાલીને આવીને આ તમાશો જુઓ છો, જ્યારે મારે તો કામકાજ, ઘરબાર બધું છોડીને આ તમાશો જોવો પડે છે. અને જો આ બધું સાચું હોય તો તો તમે જે ઇચ્છતા હતા, એટલું તો લગભગ તમને મળી ચૂક્યું, પરંતુ મારા કિસ્મતમાં તો સોળેસોળ આના નુકસાન જ છે. (ષોડશીને) સાચું કહેજો, આ બધી મજાક તો નથી ને ?

ષોડશી : ના, નિર્મળબાબુ ! જ્યારે મારી અને મારી સ્વર્ગસ્થ માતાની બદનામીથી દેશ આખો છવાઈ ગયો હોય, ત્યારે મારે માટે એ શું મજાક ઊડાવવાનો સમય હશે ? હું સાચે જ અહીંથી છૂટી થવા માગું છું.

નિર્મળ : તો તો આપને અત્યંત દુઃખમાં આવી પડીને આ કામ કરવું પડયું. હું કદાચ આપને બચાવી પણ લેત, પરંતુ આપે એમ શા માટે થવા ન દીધું, તે હવે હું સમજી ગયો. મિલ્કત બચી જાત, પરંતુ તેથી તો કદાચ બદનામીની લહેરો વધુ જોરથી ફૂંકાવા લાગત. એ અટકાવવાની તાકાત મારામાં નહોતી.

[ જરા વાંકી નજરે જીવાનંદ તરફ જોઈ રહે છે.

નિર્મળ : તો હવે આપે શું કરવાનો આખરી નિર્ણય કર્યો છે ?

ષોડશી : એ હું તમને પછીથી જણાવીશ.

નિર્મળ : રહેશો ક્યાં ?

હતી, તેના જ હાથમાંથી આજે ચાવીઓ લેવાની હિમ્મત નથી આવતી, એ વાત હું નથી માની શકતી. લ્યો, લઈ લ્યો.

[ ચોપડો અને ચાવીઓ લઈ એક પ્રકારે જબરજસ્તીથી જીવાનંદના હાથમાં મૂકી દે છે.

ષોડશી : હાશ, હવે હું છૂટી થઈ. (કોમળ કંઠે) હવે માત્ર એક બીજો ભાર આપના પર મૂકતી જાઉં છું અને તે છે મારા દુઃખી ખેડુતોનું ભવિષ્ય! મેં અનેક પ્રયત્નો કર્યાં છતાં હું તેમનું કશું પણ ભલું નથી કરી શકી – તમે તે સહેલાઇથી કરી શકશો. (નિર્મળ પ્રતિ જોઇને) મારી વાતચીત સાંભળીને તમે આશ્ચર્યમાં પડી ગયા છો શું, નિર્મળબાબુ?

નિર્મળ : (માથું ધૂણાવીને) માત્ર આશ્ચર્ય જ નહિ, હું તો લગભગ અભિભૂતના જેવી સ્થિતિમાં આવી પડયો છું. ભૈરવીના પદનો ત્યાગ કરી, તમે જે એ દરમ્યાન ત્યાગપત્ર પર સહી કરી કરાવીને બધું કામ તૈયાર કરી રાખ્યું છે, એની તો તમે મને જરા સરખી પણ ખબર પડવા ન દીધી.

ષોડશી : મને હજી મારી ઘણી વાતો આપને કહેવાનો સમય નથી મળ્યો, પરંતુ એક દિવસ કદાચ એ બધું જાણી શકશો. આ સંસારમાં માત્ર એક જ વ્યક્તિ એવી છે કે જેને મારી દરેક વાતો મેં કહી છે અને તે વ્યક્તિ છે મારા ફકીરસાહેબ.

નિર્મળ : આ બધી સલાહ પણ કદાચ એમણે જ આપેલી હશે?

ષોડશી : ના, આ બાબત વિષે તે હજી કશું પણ નથી જાણતા. અને આ, જેને તમે ત્યાગપત્ર કહો છો, તે તો મેં કેટલાય દિવસો પહેલાં તૈયાર કરી રાખ્યું હતું. જેમણે આ કાર્યમાં મને પ્રવૃત્તિ આપી છે, માત્ર તેમનાં જ નામ હું સંસારમાં સર્વથી છૂપાવી રાખીશ.

જીવાનંદ : એવું લાગે છે કે જાણે ઘેર બોલાવી મારી એક મહાન મજાક ઊડાવી રહ્યાં છો, ષોડશી! તમારા પર વિશ્વાસ મુકવાનું આ કાર્ય તો મારે માટે પેલા 'મોર્ફિયા' ખાવાના કાર્ય કરતાં પણ વધુ કઠણ છે.

નિર્મળ : (હસીને જીવાનંદ તરફ જોઇને) તમે તો માત્ર થોડાં ડગલાં પગે ચાલીને આવીને આ તમાશો જુઓ છો, જ્યારે મારે તો કામકાજ, ઘરબાર બધું છોડીને આ તમાશો જોવો પડે છે. અને જો આ બધું સાચું હોય તો તો તમે જે ઈચ્છતા હતા, એટલું તો લગભગ તમને મળી ચૂક્યું, પરંતુ મારા કિસ્મતમાં તો સોળેસોળ આના નુકસાન જ છે. (ષોડશીને) સાચું કહેજો, આ બધી મજાક તો નથી ને?

ષોડશી : ના, નિર્મળબાબુ! જ્યારે મારી અને મારી સ્વર્ગસ્થ માતાની બદનામીથી દેશ આખો છવાઈ ગયો હોય, ત્યારે મારે માટે એ શું મજાક ઊડાવવાનો સમય હશે? હું સાચે જ અહીંથી છૂટી થવા માગું છું.

નિર્મળ : તો તો આપને અત્યંત દુઃખમાં આવી પડીને આ કામ કરવું પડ્યું. હું કદાચ આપને બચાવી પણ લેત, પરંતુ આપે એમ શા માટે થવા ન દીધું, તે હવે હું સમજી ગયો. મિલ્કત બચી જાત, પરંતુ તેથી તો કદાચ બદનામીની લહેરો વધુ જોરથી ફૂંકાવા લાગત. એ અટકાવવાની તાકાત મારામાં નહોતી.

[ જરા વાંકી નજરે જીવાનંદ તરફ જોઈ રહે છે.

નિર્મળ : તો હવે આપે શું કરવાનો આખરી નિર્ણય કર્યો છે?

ષોડશી : એ હું તમને પછીથી જણાવીશ.

નિર્મળ : રહેશો ક્યાં?

ષોડશી : એ પણ હું તમને પાછળથી જણાવીશ.

નિર્મળ : (કાંડા પરની ઘડિયાળમાં સમય જોઇને) દસ વાગી ગયા, બહુ મોડું થઈ ગયું, તો ઠીક, હવે હું જાઉં છું. મને લાગે છે કે હવે કદાચ મારી જરુર નહિ હોય ?

ષોડશી : એવી હલકી વાત હું કેવી રીતે કહી શકું કે તમારી જરુર નથી, નિર્મળબાબુ ? પરંતુ હા, મંદિરની બાબતમાં હવે મારે તમને તકલીફ આપવાની જરુર નહિ પડે.

નિર્મળ : અમને બધાને આપ એકદમ ભૂલી તો નહિજ જાઓ, એટલી આશા તો રાખું છું.

ષોડશી : (માથું હલાવીને) ના, તમને બધાને હું ક્યારેય ભૂલી નહિ શકું.

નિર્મળ : હેમ આપને ખૂબ ચાહે છે. જો ફુરસદ મળે તો ક્યારેક ક્યારેક ખબર લેતાં રહેજો. [ જાય છે.

જીવાનંદ : આ બિચારાની વાત હું બરાબર ન સમજી શક્યો.

ષોડશી : ન સમજી શકવાથી પણ આપને કશું નુકસાન થવાનું નથી.

જીવાનંદ : મને ભલે નુકસાન ન થાય, પરંતુ તમને તો નુકસાન થાય એમ છે. ભૂલી ન જવા માટે કેવી વ્યાકુળ પ્રાર્થના કરતો ગયો છે.

ષોડશી : એ મેં સાંભળી છે. પરંતુ હું જેટલી એમને સમજી શકી છું. એનાથી અરધી પણ એ મને સમજી શક્યા હોત, તો આજે એમને આટલી ભારે વિનવણીભરી પ્રાર્થના કરવી ન પડત.

જીવાનંદ : એટલે ?

ષોડશી : એટલે એ જ કે આ ચંડીગઢની ભૈરવીનું પદ ફાટેલા કપડાની જેમ જે સહેલાઈથી હું ત્યાગી રહી છું, તેનું જ્ઞાન મને ક્યાંથી મળ્યું, તે જાણો છો ? એ જ લોકો પાસેથી. સ્ત્રીઓ માટે આ કેટલી મોટી નકામી વસ્તુ છે, કેટલું જુઠાણું છે, એ સમજી હું માત્ર હેમને જોયા પછી જ. પરંતુ એ વાતની એમને ગંધ સરખી પણ નહિ જાય.

જીવાનંદ : તો પણ, આ સમસ્યા તો સમસ્યા જ રહી ગઈ અલકા. એક વાત તને સ્પષ્ટ રીતે પૂછતાં ખૂબ શરમ આવે છે. પરંતુ જો પૂછી શકત તો તું એનો સાચો જવાબ આપત કે ?

ષોડશી : (હસીને) આપ જો કોઈ આશ્ચર્યજનક કામ કરી શકત, તો હું પણ એવું જ કોઈ એક અદ્ભૂત કામ કરી શકત કે નહિ, એ તો હું નથી કહી શકતી, પરંતુ એટલું તો હું જાણું છું કે આપને કોઈ આશ્ચર્યજનક કામ કરવાની કશી જરુર નથી. બધાએ એકઠા થઈને બદનામી કરી છે, તેથી તેને સાચી ઠેરવવી જ પડશે, એનો કાંઈ અર્થ નથી. હું કોઈ પણ વાત માટે કોઈનો પણ આશ્રય લેવા નથી માગતી. મારો પતિ છે એ વાત હું ક્યારેય ભૂલી જઈ શકવાની નથી. આ જ ભયાનક પ્રશ્ન જ આપને શરમમાં નાખી રહ્યો હતો, નહિ ચૌધરી સાહેબ ?

જીવાનંદ : તું મને ચૌધરી સાહેબ કેમ કહ્યા કરે છે ?

ષોડશી : તો શું કહું ? હજૂર ?

જીવાનંદ : ના, મારું જે નામ છે તે–જીવાનંદબાબુ !

ષોડશી : ઠીક, ભવિષ્યમાં એમ કહીશ. પરંતુ હવે મોડું થાય છે. આપને ઘેર નથી જવું ? આપના બધા માણસો ક્યાં છે ?

જીવાનંદ : મેં એ બધાને ઘેર મોકલી દીધા.

ષોડશી : તો આપને ઘેર એકલા જતાં ડર નહિ લાગે ?

જીવાનંદ : ના, મારી પાસે પિસ્તોલ છે.

ષોડશી : તો એ લઇને હવે ઘેર સીધાવો, મારે હજી ઘણું કામ છે.

જીવાનંદ : તારે હશે, પરંતુ મારે નથી. હું હમણાં નહિ જાઉં.

ષોડશી : (તીવ્ર દ્રષ્ટિથી, પરંતુ શાંત સ્વરે) હું માણસ બોલાવી આપની સાથે મોકલું છે, તે આપને ઘર સુધી પહોંચાડી જશે.

જીવાનંદ : (લજ્જીત થઈ જઇને) કોઇને પણ મોકલવાની જરુર નથી, હું પોતે જ ચાલ્યો જાઉં છું. પરંતુ જવાનું મન નથી થતું, એટલા માટે જ હું એમ કહેતો હતો. તું શું સાચે જ ચંડીગઢ છોડીને ચાલી જઇશ, અલકા ?

ષોડશી : (ગરદન હલાવીને) હા.

જીવાનંદ : ક્યારે જવાની છું ?

ષોડશી : શી ખબર, કદાચ કાલે જ ચાલી જાઉં !

જીવાનંદ : કાલે ? કાલે જ તું જઈ શકે છે ? (એકદમ સ્તબ્ધ બની જઇને) આશ્ચર્ય ! માણસ પોતાનું જ મન સમજવામાં કેટલી ભૂલ કરે છે ! તું અહીંથી ચાલી જાય, તે માટે મેં મારાથી બનતા બધા પ્રયત્નો કર્યા – અને છતાં તું ચાલી જઇશ એ સાંભળતાં જ મારી આંખો સમક્ષ જાણે કે આખી દુનિયા જ સુકાઇ ગઈ. તને કાઢી મૂકતાં જે જમીન કરજ ફીટાવવા વેચી દેવી પડી છે, તે બાબતમાં કશી ગરબડ સરબડ નહિ થાય, થોડું રોકડ નાણું પણ હાથમાં આવશે – અને તને જે હુકમ કર્યો છે તે તું માથે ચઢાવીશ.

બસ એ બધુંય મેં એક જ બાજુમાં સાથે જોયું. પરંતુ તેને એક બીજી બાજુ પણ હતી – તારી પોતાની ઇચ્છાથી તું સર્વસ્વનો ત્યાગ કરીને મારા જ ઉપર બધો બોજો લાદીને જઈ રહી છું, તે હું ઉઠાવી શકીશ કે નહિ, એ વાતનો તો મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો આવ્યો. ઠીક અલકા, એવું પણ ન બને કે મારી માફક તું પણ ભૂલ કરતી હોઉં – તું પણ તારા મનને બરાબર ન ઓળખી શકી હોઉં? કેમ, બેસી કેમ રહી છું, જવાબ કેમ નથી આપતી?

**ષોડશી** : જવાબ શોધતાં પણ નથી મળતો! સહસા આશ્ચર્ય થાય છે કે શું આ બધું આપ કહી રહ્યા છો?

**જીવાનંદ** : તો એટલું તો બતાવ કે ત્યાં તારું ગુજરાન કેમ ચાલશે?

**ષોડશી** : આ આપનું અત્યંત અનાવશ્યક કુતૂહલ છે, ચૌધરી સાહેબ!

**જીવાનંદ** : એ તો છે જ, અલકા, એ તો છે જ! આજ હું તને મારું આવશ્યક – અનાવશ્યક સમજાવું કઈ રીતે?

[ બહારથી પૂજારીની ખાંસીનો અને પગરવનો અવાજ સંભળાય છે. પૂજારી પ્રવેશ કરે છે.

**પૂજારી** : મા, બધાના દેખતાં હું મંદિરની ચાવી તારાદાસ મહારાજના હાથમાં સોંપી આવ્યો. રાયસાહેબ, શિરોમણીજી, બધા ત્યાં હાજર હતા.

**ષોડશી** : એ ઠીક થયું. તમે જરા ઊભા રહેજો, હું સાગર પાસે જરા જઈ આવું.

**જીવાનંદ** : તો પછી આ બધું પણ તમે રાયસાહેબને ત્યાં મોકલી દેજો.

ષોડશી : ના, પેટીની ચાવી બીજા કોઈના હાથમાં સોંપતાં મને વિશ્વાસ નથી આવતો!

જીવાનંદ : તો શું વિશ્વાસ આવે છે માત્ર મારા જ એકલાના ઉપર ?

[ ષોડશી કશો જવાબ ન આપતાં જીવાનંદને પગે પડીને પ્રણામ કરે છે. પછી ઊભી થઈને આશ્ચર્યમાં ડૂબી ગયેલા પૂજારીને કહે છે.

ષોડશી : ચાલો બેટા, હવે મોડું ન કરો.

પૂજારી : ચાલો મા, ચાલો.

[ પૂજારી અને ષોડશી ચાલ્યા જતાં જીવાનંદ એકલો એ સુમસામ કુટિરના આંગણામાં સ્તબ્ધ બની ઊભો રહે છે.



## અંક ત્રીજો
## પ્રવેશ પહેલો

સ્થળ · નાટ્યમંદિર

[ચંડીમંદિરના આંગણામાં સ્થિત નાટ્યમંદિરનો એક અંશ. સમય ત્રીજા પહોરનો. શિરોમણી, જનાર્દનરાય અને ગામના અન્ય બે ચાર મોટા માણસો ત્યાં હાજર છે.

શિરોમણી : (આશિર્વાદની જેમ જમણો હાથ ઊંચો કરી જનાર્દન પ્રતિ) આશિર્વાદ આપું છું કે દિર્ઘાયુ થાઓ ભાઈ, સંસારમાં જન્મીને ખરી બુધ્ધિ તો તમે જ પામ્યા છો.

જનાર્દન : (વાંકા વળી ચરણસ્પર્શ કરીને) આજે આ બાબતમાં નિર્મળને જરા બે ચાર કડવા બોલ સંભળાવવા પડ્યા, શિરોમણીજી, આજે તેથી જરા ગ્લાનિ થઈ આવી છે.

શિરોમણી : ગ્લાનિ જરુર થઈ આવે. પણ એક રીતે એ સારું જ થયું, ભાઈસાહેબ. હવે દિકરા મારાને બરાબર ખબર પડશે કે સાસરા તથા વડીલોની વિરુધ્ધ ચાલવાથી શું ફાયદો મળે છે! અને આ તો થવાનું જ હતું. સર્વમંગલમયી ચંડીમાતાની ઇચ્છા ખરી ને!

એક માણસ : બધુંય માતાજીની ઇચ્છાથી થાય છે, નહિ તો શું ષોડશી ભૈરવી આમ એક પણ અક્ષર બોલ્યા વિના ચાલી જાત ખરી કે!

શિરોમણી : નિઃસંદેહ! મંદિરની ચાવી તો જાણે ગમે તેમ કરીને પૂજારી પાસેથી મેળવી, પરંતુ અસલ ચાવી તો, સાંભળવા મુજબ, જમીનદારના હાથમાં જઈ પડી છે. એ બેટો પૂરો શરાબી

છે. જોજો ભાઇસાહેબ, કે અંતે માતાના પટારામાંથી સોનારુપાની બધી ચીજો કલાલની પેટીમાં પહોંચી જાય છે કે નહિ! પાપની તો પછી સીમા જ નહિ રહે!

જનાર્દન : આનો તો કોઇને વિચાર જ ન આવ્યો!

શિરોમણી : ના, અને હવે એ કાંઈ સહેલાઇથી આપી દેવાનો કે! દસ દહાડા બાદ કદાચ કહી દેશે, 'ક્યાં, પટારામાં તો કશું નથી!' પરંતુ આપણે તો બધાય જાણીએ છીએ ભાઇસાહેબ, કે ષોડશીએ બીજું ભલે ગમે તે કર્યું હોય, તેણે માતાની સંપત્તિને એક આંગળી પણ નથી અડકાડી, એક પાઈ સુધ્ધાંને નથી એ અડી!

[ઘણા માણસો આ વાતની સાક્ષી પૂરે છે.

બીજો માણસ : આના કરતાં તો એ જ વધારે સારી હતી.

શિરોમણી : ચાવી જેટલી બને તેટલી વહેલી મેળવી લેવી જોઇએ.

ઘણા માણસો : હા, હા, વહેલી મેળવી લેવી જોઇએ.

પહેલો માણસ : હું કહું છું કે ચાલો આપણે બધા જઇએ જમીનદાર પાસે. જઇને કહીએ કે ચાવી આપો, અંદર શું છે ને શું નથી, તે એકવાર અમારે મેળવી જોવું છે.

બીજો માણસ : મારી પણ એવી જ સલાહ છે.

પહેલો માણસ : આવતી કાલે સાંજના વખતે, જ્યારે હજૂર બપોરની નિદ્રામાંથી ઊઠીને શરાબ પીવા બેઠા હોય, મિજાજ ખુશ હોય – બરાબર એ વખતે જવું જોઇએ.

ઘણા માણસો : બરાબર છે, બરાબર છે, એ સમય જ સારો છે.

શિરોમણી : (ડરતાં ડરતાં) પરંતુ બહુ શરાબ પીધેલો હોય તો, તે સમયે જવું યોગ્ય નથી. તમારો શું મત છે, જનાર્દન?

[અકસ્માત બધામાં એક પ્રકારની ચંચળતા આવી ગયેલી દેખાય છે. એક કહે છે, 'ખુદ હજૂર આવે છે ને!' બીજી જ ક્ષણે જીવાનંદ અને પ્રફુલ્લ પ્રવેશ કરે છે. જે લોકો ત્યાં બેઠા હતા, તે બધા જમીનદારના માનમાં ઊભા થઈ જાય છે. જીવાનંદ નાટ્યમંદિરના પગથીયાં પર બેસવા જાય છે, કે એકસામટા બધા બોલી ઉઠે છે. 'આસન, જલ્દીથી એક આસન લાવો કોઈ!'

જીવાનંદ : (બેસીને) આસનની જરુર નથી. માતાજીના મંદિરમાં બધે જ આસન બિછાવેલું ગણાય.

જનાર્દન : એ તો છે જ! અને એ જ આપને યોગ્ય છે.

[પ્રફુલ્લ પગથીયાંની એક બાજુએ જઈને બેસે છે અને પોતાના હાથમાંનું વર્તમાનપત્ર વાંચવા માંડે છે.

શિરોમણી : યાદૃશી ભાવના યસ્ય સિધ્ધિર્ભવતી તાદૃશી! પાણી માગતાં દૂધ! અમે બધાએ આજે બપોરે આપની પાસે આવવાનો નિર્ણય કર્યો હતો. પરંતુ કયાંક હજૂરની નિદ્રામાં ખલેલ ન પડે, એવો વિચાર કરીને . . .

જીવાનંદ : ન આવ્યા એમ જ ને? પરંતુ હજૂર તો દિવસે સુતા જ નથી.

શિરોમણી : પરંતુ અમે તો સાંભળ્યું હતું કે હજૂર . . .

જીવાનંદ : સાંભળ્યું હતું? એવી તો આપ લોકો બહુએ વાતો સાંભળો છો કે જે સાચી નથી હોતી અને ઘણી એવીય વાતો હોય છે કે જે જુઠી હોય છે, જેવી કે મારા સંબંધમાં ચાલતી ભૈરવીની વાત . . .

[ એમ કહી જીવાનંદ હસી પડે છે, પણ સાંભળનારાઓ તો જરા ખસિયાણા પડી સંકોચ અનુભવે છે.

જનાર્દન : મંદિરનો ઝઘડો આટલી સરળતાથી પતી જશે, એવી મને આશા નહોતી. નિર્મળ જે રીતે આડો પડ્યો હતો . . .

જીવાનંદ : એ સીધો શી રીતે થઈ ગયો ?

શિરોમણી : (ખુશ થઈ ગર્વસહ) બધી માતાજીની મરજીની વાત છે હજૂર, સીધો ન થાય તો જાય ક્યાં ? પાપનો ભાર હવે એમનાથી નહોતો સહ્યો જતો.

જીવાનંદ : બરાબર છે. હાં, પછી ?

શિરોમણી : પરંતુ પાપ તો દૂર થઈ ગયું, હવે . . . કહોને જનાર્દન, હજૂરને બધી વાત બરાબર સમજાવીને કહોને !

જનાર્દન : (ચમકીને) મંદિરની ચાવી તો અમે બધાએ અમારી નજર સામે જ તારાદાસ મહારાજને સોંપાવી છે. આજે એમણે જ સવારમાં માતાજીનું બારણું ખોલ્યું હતું, પરંતુ પટારાની ચાવી, સાંભળ્યું છે કે, ષોડશીએ હજૂરને સોંપી દીધી છે.

જીવાનંદ : હા, એ તો આપી છે. જમાખર્ચનો ચોપડો પણ મને સોંપ્યો છે.

શિરોમણી : દિકરી હજી તો અહીં જ છે, પરંતુ ક્યારે એ ચાલી જાય, એનો હવે કાંઈ ભરોંસો છે ?

જીવાનંદ : (ક્ષણવાર વૃદ્ધ શિરોમણીના મુખ પ્રતિ જોઇ રહીને) પરંતુ એટલા માટે આપ લોકો ચિંતા શું કરવા કરો છો ? એને હાંકી મૂકવાની પણ જરુર તો છે જ. કેમ, તમે શું કહો છો, રાયસાહેબ ?

જનાર્દન : કાગળપત્રો, દસ્તાવેજો, કિંમતી ચીજો, માતાનાં ઘરેણાં આદિ જે કાંઈ છે એ વિષે ગામના ઘરડાઓ બધું જાણે છે. શિરોમણીજીનું કહેવું છે કે ષોડશી અહીં હોય તે દરમ્યાન એ બધું એકવાર જોઈ લીધું હોય તો સારું. કદાચ . . .

જીવાનંદ : કદાચ ન પણ હોય ? એમ જ ને ? પરંતુ નહિ હોય તો આપ લોકો એ વસૂલ કરશો શી રીતે ?

જનાર્દન : (આનો જવાબ શોધ્યો પણ મળતો નથી. અંતે બોલે છે) કોણ જાણે ? . . . પણ આપણને ખબર તો પડે ને, હજૂર !

જીવાનંદ : એ તો પડશે. પરંતુ માત્ર ખબર પડ્યાથી શો ફાયદો ?

શિરોમણી : (એક ભલા માણસની જેમ) લ્યો, થયું ત્યારે !

જનાર્દન : અંતે કોક દિવસ પણ એ જાણવું તો પડશે જ ને હજૂર !

જીવાનંદ : એની ક્યાં ના છે ! પરંતુ આજે તો મને ફુરસદ નથી, રાયસાહેબ !

શિરોમણી : (વ્યગ્ર કંઠે) અમને ફુરસદ છે, હજૂર ! ચાવી જનાર્દનભાઇને આપશો એટલે અમે બધા મળીને જોઈ લઈશું. હજૂરને માથે કશી પણ જવાબદારી નહિ રહે, શું છે ને શું નથી,

તે એ નાસી જાય તે પહેલાંજ જણાઈ જશે. કેમ શું કહો છો, ભાઈસાહેબ ? તમારા બધાનો શો મત છે ? મારું કહેવું બરાબર છે કે નહિ ?

[ બધા આ વાતને ટેકો આપે છે, માત્ર નથી આપતો એ કે જેના હાથમાં ચાવી છે.

જીવાનંદ : (જરા હસીને) ઉતાવળ શી છે, શિરોમણીજી. કાંઈક અંદરથી ઊડી ગયું હશે, તો પણ એ ભિખારણ પાસેથી મળી શકવાનું તો છે જ નહિ. આજ રહેવા દો, જે દિવસે મને નવરાશ હશે, તે દહાડે હું તમને બધાને ખબર મોકલાવીશ.

[ મનમાં ને મનમાં બધા ક્રોધે ભરાય છે.

જનાર્દન : (ઉઠીને ઊભા થઇને) પરંતુ જવાબદારી તો એક...

જીવાનંદ : તમારી વાત બરાબર છે, રાયસાહેબ ! જવાબદારી તો એક મારા પર જ રહી !

[ બધા ઊભા થાય છે. જમીનદાર ન સાંભળી શકે તેટલે દૂર ગયા બાદ.

શિરોમણી : (જનાર્દનને) જોયું ને ભાઈસાહેબ, આ શરાબીના રંગઢંગ જ સમજવા મુશ્કેલ છે. વાત કેવી કરે છે, જાણે કોઈ ઉખાણું ! શરાબમાં ચકચૂર થતો જાય છે, હવે બહુ દહાડા નહિ જીવે.

જનાર્દન : હં ! જે વાતનો ડર હતો એજ થતી માલુમ પડે છે.

શિરોમણી : હવે પહોંચ્યું બધું કલાલની દુકાનમાં ! છોકરી જતાં જતાં ઠીક ચક્કરમાં નાખતી ગઈ !

એક માણસ : હજૂર તો હવે ચાવી આપી રહ્યા !

શિરોમણી : હવે ? હવે જો માગવા ગયા તો ગરદન પકડી શરાબ પાઇને જ જવા દેશે. (કહેતાં કહેતાં એનું શરીર આખું રોમાંચિત થઈ ઉઠે છે) [બધા જાય છે.

પ્રફુલ્લ : (વર્તમાનપત્રમાંથી દૃષ્ટિ ફેરવીને) ભાઈ, વળી પાછી શું કરવા એક નવી આફત વ્હોરી લીધી ? ચાવી એમને સોંપી દીધી હોત, તો વાત ત્યાં જ પૂરી થઈ જાત.

જીવાનંદ : પૂરી ન થાત પ્રફુલ્લ, પૂરી થઈ જાય તેમ હોત તો હું જરુર આપી દેત. પાછળથી કોઈ દુર્ઘટના ન થઈ જાય, એટલા જ માટે તો એણે કાલે રાતના ચાવી મારા હાથમાં સોંપી હતી.

પ્રફુલ્લ : પટારામાં શું શું છે ?

જીવાનંદ : શું શું છે ? આજ સવારમાં હું એ જ બધું ખાતાવહીમાં જોતો હતો. છે – સોનામહોરો, રુપિયા, હિરા, પન્ના, મોતીના હાર, મુકુટ, ભાત ભાતનાં જડાઉ ઘરેણાં, ખતપત્રો – એ સિવાય સોના ચાંદીનાં વાસણો પણ કાંઈ કમ નથી. કેટલી સદીઓ થયાં એકઠી થઈ રહી છે આ નાનાશા ચંડીગઢની દેવીની સંપત્તિ – એ આટલી બધી હશે તેની તો મેં સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી. ચોરી લૂંટના ભયથી ભૈરવીઓ કદાચ કોઇને એની ખબર જ પડવા નહિ દેતી હોય !

પ્રફુલ્લ : (ડરી જઈને) શું કહો છો ! અને એ પટારાની ચાવી તમારી પાસે ? એકનો એક છોકરો અને ડાકણના હાથમાં !

જીવાનંદ : તું સાવ સાચું બોલ્યો ભાઈ, આટલી બધી મિલ્કત જોઇને હું ખુદ પોતે જ મારામાં વિશ્વાસ રાખી શકતો નથી. અને મજા તો એ છે કે મેં એ માગી નહોતી, જનાર્દનને

આપી દેવા માટે જેટલું મેં તેના પર વધારે દબાણ કર્યું, એટલી જ વધારે એણે નારાજી દાખવી મારા હાથમાં એ ચાવી પરાણે મૂકી દીધી.

પ્રફુલ્લ : એનું શું કારણ ?

જીવાનંદ : કદાચ તેણે એવો વિચાર કર્યો હશે કે આ બદનામી બાદ વળી પાછું જો ચોરીનું કલંક તેના પર ચોંટે, તો એનાથી સહ્યું નહિ જાય. આ લોકોને એ ઓળખી ગઈ હતી.

પ્રફુલ્લ : પરંતુ આપને એ ઓળખી ન શકી.

જીવાનંદ : (હસી પડે છે, પરંતુ એ હાસ્યમાં આનંદ નથી) એ દોષ એનો છે, મારો નહીં. એની બાબતમાં મેં ગમે તેટલા બીજા અપરાધ કર્યા હશે, પરંતુ પોતાને ઓળખવા ન દેવાનો મેં ગુન્હો કર્યો નથી. પરંતુ આ જગત તો વિસ્મયોથી ભરેલું છે, અને એ બધાથી પણ વધુ આશ્ચર્યથી ભરપૂર છે માણસનું મન. એ કયી વાતથી શું નક્કી કરી લે છે, તે ક્યારેય સમજી શકાતું નથી. એ કઈ યુક્તિ છે તે જાણો છો, ભાઈસાહેબ? પેલું જે તે દિવસે રાતના એના હાથે 'મોરફીયા' લઈને આંખો મીંચીને હું પી ગયો હતો, એ જ એને માટે બધા તર્કો કરતાં મોટો તર્ક—બધા વિશ્વાસો કરતાં મોટો વિશ્વાસ છે. પરંતુ એ રાતે તો એ સિવાય અન્ય કોઈ માર્ગ જ રહ્યો નહતો—એના સિવાય ત્યાં હતું પણ બીજું કોણ—કે જેને હું બોલાવું! એ વાતને ષોડશી સાવ ભૂલી જ ગઈ લાગે છે. માત્ર એક જ વાત તેના મનમાં ઘર કરી ગઈ છે કે જે માણસ પોતાનો પ્રાણ કશા પણ સંશય વિના તેના હાથમાં સોંપી શકયો, તેના પર ભલા શી રીતે અવિશ્વાસ મૂકી શકાય? બસ, જે કાંઈ હતું તે બધુંય આંખો મીંચીને મારા હાથમાં સોંપી દીધું. પ્રફુલ્લ, દુનિયાના મોટા મોટા બુદ્ધિવાન પુરુષો પણ ક્યારેક ક્યારેક મહાન ગંભીર ભૂલો કરી બેસે છે, નહિ તો દુનિયા સાવ મરુભૂમિ જ થઈ જાત—ક્યાંય રસનું બુંદ પણ શોધ્યા ન પામત.

**પ્રફુલ્લ** : વાત તો તમારી સાચી છે, ભાઈસાહેબ ! તેથી હવે જલ્દીથી ચોપડો બાળી મૂકો અને તારાદાસ મહારાજને બોલાવીને ખૂબ તતડાવી નાખો, અને એ માલમિલકતવડે જો સોલોમન સાહેબનું કરજ ચૂકવાઈ ગયું, તો તો પછી રસનું માત્ર બુંદ જ નહિ–રસનો મૂસળધાર વરસાદ પણ વરસવો શરુ થઈ જશે.

**જીવાનંદ** : પ્રફુલ્લ, એટલા માટે જ તો તું મને આટલો બધો ગમે છે.

**પ્રફુલ્લ** : (હાથ જોડીને) એ ગસાડવાનું હવે જરા ઓછું કરવું પડશે, ભાઇસાહેબ! આપને માટે ભલે એ રસની ધારા અખંડ વહ્યા કરે, પરંતુ આપની સેવા કરતાં કરતાં તો આ ગુલામના ગળાની નળી પણ હવે સુકાઇને લાકડું થઈ ગઈ છે–હવે જરા બહાર જઇને થોડા દિવસ દાળભાતનો સ્વાદ લેવો છે. કાલ પરમ સુધીમાં સેવક વિદાય થઈ જશે.

**જીવાનંદ** : (હસીને) ઓચિંતો આવો નિર્ણય કેમ કર્યો ? આ સુધ્ધાં તેં આવી વિદાય કેટલીવાર લીધી ?

**પ્રફુલ્લ** : ચારેક વાર ! (કહીને હસી પડે છે) ભગવાને મોઢું આપ્યું હતું એટલે મોટા માણસોનો પ્રસાદ ખાતાં ખાતાં જ દહાડા વીતી ગયા. વચ્ચે વચ્ચે એમાંથી જો બે ચાર મોટી મોટી વાતો ન કાઢી શકયો, તો એનો તો જન્મારો જ એળે જશે. એમાં એવો મોટો કાંઈ અપરાધ પણ નથી, ભાઇસાહેબ! ઘણા દિવસથી આપ લોકોની હામાં હા મેળવતાં આ દેહમાં માત્ર મેદ અને માંસની જ વૃધ્ધિ થઈ છે. મૂળ લોહીનું તો કદાચ એક ટીપું પણ નહિ રહ્યું હોય ! આજે વિચાર કર્યો છે કે એક કામ કરું. સંધ્યાના અંધકારમાં છુપાઇને જઉં, અને કોઈ ન જાણે એમ ભૈરવી માની મૂઠ્ઠીભર ચરણરજ લઇને ખાઈ જાઉં. આપને ત્યાંની સારી ખોટી

વસ્તુઓ જ આજપર્યંત ઉદરમાં સમાવ્યા કરી છે. તે બધી એ શિવાય હજમ નહિ થાય, પેટમાં લોઢાની જેમ ખૂંચશે!

**જીવાનંદ** : (હસવાની કોશિશ કરીને) આજે તને શ્વાસ લેતાં જરા વધુ મુશ્કેલ પડતી લાગે છે, પ્રફુલ્લ?

**પ્રફુલ્લ** : (હાથ જોડીને) તો ઊભા રહો ભાઇસાહેબ, એને પુરું જ કરી લઉં. દિવાનપદાના પેન્શન તરીકે તે દિવસે આપે જે પાંચેક હજાર રુપિયાનું દાનપત્ર કરી આપ્યું છે, તેના પર કૃપા કરીને એક કલમવતી એક બલાકું જરા ચિતરી આપો–ચંડીમાની મિલ્કત હાથમાં આવતાં દિવાનોની ખોટ નહિ રહે, એટલે મને દાન કરીને એટલા રુપિયા બરબાદ થતાં અટકાવશો.

**જીવાનંદ** : તો શું આ વેળાએ તું સાચેજ મને છોડી જાય છે?

**પ્રફુલ્લ** : આશિર્વાદ આપો કે એટલી સદબુદ્ધિ મારામાં અંત સુધી કાયમ રહે. પરંતુ એ ક્યારે જવાનાં છે?

**જીવાનંદ** : મને ખબર નથી.

**પ્રફુલ્લ** : ક્યાં જવાના છે?

**જીવાનંદ** : એ પણ મને ખબર નથી.

**પ્રફુલ્લ** : એ જાણીને પણ કાંઈ લાભ થવાનો નથી, ભાઇ-સાહેબ! બાપરે! એ તો સ્ત્રી નથી, કોઈ મરદનો પણ મરદ છે. મંદિરમાં ઊભો ઊભો તે દિવસે ક્યાંય સુધી જોઈ રહ્યો હતો, મને લાગ્યું કે જાણે નખશીખ નરી પત્થરની જ મૂર્તિ છે. ક્યારેક વસ્તુનો ઘા કરીને એને ચૂરેચૂરા કરી શકાય, પણ અગ્નિમાં ઓગાળીને એને પોતાનો મનગમતો ઘાટ આપી શકાય, એવી એ મૂર્તિ નથી. એટલે જો બની શકે તો, આપ એવી આશા મૂકી દેજો.

જીવાનંદ : (વ્યંગના સ્વરમાં) તો પ્રફુલ્લ, આ વખતે તું સાચે જ જવાનો ?

પ્રફુલ્લ : વડીલોના આશિર્વાદમાં જો બળ હશે તો મનોકામના સિધ્ધ કેમ નહિ થાય ?

જીવાનંદ : એ તો સિધ્ધ થશે. વારુ, તને લાગે છે કે, ષોડશી ચોક્કસ ચાલી જશે ?

પ્રફુલ્લ : એ ચોક્કસ ચાલી જશે. કારણ કે સંસારમાં કાંઈ બધા જ પ્રફુલ્લ નથી હોતા. હાં, ઠીક યાદ આવ્યું, ભાઈ ! આપને એક સમાચાર તો આપવા જ ભૂલી ગયો હતો. કાલે રાતના હું નદી કિનારે ફરતો હતો, ત્યારે સહસા મેં જોયું તો ફકીરસાહેબ જાય છે. જેણે આપને એક દહાડો પોતાના આશ્રમના ઝાડ પર બેઠેલાં કબૂતરોનો શિકાર કરવા નહોતો દીધો – બંદૂક પડાવી લીધી હતી – એ જ ફકીરસાહેબ. મેં લશ્કરી અદાથી સલામ કરી એમના કુશળ સમાચાર પૂછ્યા – મનમાં તો આવ્યું કે બે ચાર મીઠી મીઠી ખુશામદની વાતો કરી જો બે ચાર દવાઓના નુસ્ખા મેળવી શકું, તો આપની મદદથી પેટન્ટ કરાવીને વેચીને બે પૈસા કમાઉં, પણ એ તો રહ્યા બહુ હોંશિયાર માણસ, એવી વાતો કાઢવાની તક જ ન આવવા દીધી. વાતચિતમાં જણાયું કે એમની ભૈરવી માને મળવા આવ્યા હતા, અને હવે અત્યારે પાછા જતા હતા. ભૈરવી બધું જ છોડી દઈને ચાલી જાય છે, એ પણ એમની પાસેથી જ સાંભળ્યું.

જીવાનંદ : કદાચ એમના જ સદુપદેશથી ?

પ્રફુલ્લ : ના, બલ્કે એમના ઉપદેશની વિરુધ્ધ થઈને જાય છે.

જીવાનંદ : તું શું કહે છે, પ્રફુલ્લ ? ફકીર તો, કહેવાય છે કે એના ગુરુ છે. ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ?

પ્રફુલ્લ : આ મામલામાં તો એમજ છે.

જીવાનંદ : પરંતુ એકદમ આટલો બધો વૈરાગ્ય ઉપજવાનું કારણ ?

પ્રફુલ્લ : કારણ આપ છો. ખબર નથી પડતી કે આ વાત આપને જણાવવી યોગ્ય છે કે નહિ, પરંતુ ફકીરસાહેબની ધારણા છે કે એ મનમાં ને મનમાં આપનાથી ખૂબ ડરે છે. કોઈ લડાઈ ઝગડામાં વળી આપની સાથેનો સંબંધ ધાડ થઈ ન જાય, એનો જ એને સૌથી મોટો ભય છે, નહિ તો ડર એને જુઠા કલંકનો પણ નથી કે આ ગામના લોકોનો પણ નથી.

[ જીવાનંદ આંખો ફાડીને ચુપચાપ એના તરફ જોઈ રહે છે.

પ્રફુલ્લ : ભાઈ, ભગવાને આપને પણ કાંઈ ઓછી બુદ્ધિ નથી આપી, પરંતુ સર્વસ્વ સમર્પણ કરી કાલે એણે જ બહુ મોટી ભૂલ કરી હતી, યા હાથ લંબાવીને લઈ લેવામાં આપે જ મોટી ભયાનક ભૂલ કરી હતી, એની મીમાંસા કરવી હજી બાકી રહી ગઈ છે. જો જીવતો રહ્યો તો આશા છે કે એક દિવસ જોવા પામીશ.

[ જીવાનંદ ચુપચાપ બેસી રહે છે. સહસા નોકર શરાબનો ગ્લાસ લઈને અંદર ચાલ્યો આવે છે.

જીવાનંદ : ઓ . . . ફ્! અહિં પણ એ! જા લઈ જા . . . એની જરુર નથી.

પ્રફુલ્લ : ગુસ્સે શું કરવા થાઓ છો, ભાઈસાહેબ ? જેમ શીખવ્યું હશે, તેમ થતું હશે. બલ્કે, ક્યારે જોઈશે, એ જ કહી દો ને ?

[ નોકર ચાલ્યો જાય છે.

પ્રફુલ્લ : આજે આમ અકસ્માત અમૃત પ્રત્યે અરુચી શાથી થઈ, ભાઈ!

જીવાનંદ : (હસીને) અરુચી નથી . . . પરંતુ હવે એને હું ક્યારેય નહિ અડકું . . .

પ્રફુલ્લ : (હસીને) આ સુખ્ખાં કેટલીવાર પણ લઈ ચૂક્યા ભાઈસાહેબ ?

જીવાનંદ : (હસીને) એની ચર્ચા પણ આજે મુલતવી રાખ, ભાઈ–જો જીવતો રહ્યો, તો આશા છે કે એક દિવસ તું જોઈશ.

[ નોકર પુનઃ પ્રવેશ કરે છે.

નોકર : આ પિસ્તોલ ભૂલથી ટેબલ પર રહી ગઈ હતી.

જીવાનંદ : ભૂલથી જ મૂકીને આવ્યો હતો, પરંતુ હવે એની પણ જરુર નથી. લઈ જા.

પ્રફુલ્લ : રાત બહુ વીતી ગઈ છે–અગિયાર વાગવા આવ્યા, ઘેર ચાલો.

જીવાનંદ : ના, ઘેર નહિ પ્રફુલ્લ, હવે અંધારામાં જરા એકલા ફરવા જવું છે.

પ્રફુલ્લ : એકલા? હથિયાર વિના? ના, ના, એમ નહિ બને, ભાઈસાહેબ! અંધારી રાત છે, અને ચારે તરફ આપના દુશ્મનોનો પાર નથી. વધારે નહિ તો છેવટે આપની આ રોજની સહચરીને તો જરુર સાથે રાખો.

[ એટલું કહી નોકરના હાથમાંથી પીસ્તોલ લઈ આપવા માંડે છે.

જીવાનંદ : (પાછળ હઠીને) આ જીવનમાં એને હવે હું નહિ અડકું, પ્રફુલ્લ. આજથી હું આ પ્રમાણે જ એકલો ફરવા નીકળીશ,

મારે હવે ક્યાંય કોઈ દુશ્મન જ નથી. મારાથી પણ હવે કોઇને ડરવાનું કારણ નથી. પછી ભલે જેમ થવાનું હોય તે થાય. હું કોઇને ફરિયાદ કરવા નહિ જાઉં.

**પ્રફુલ્લ** : એકાએક આ શું થઈ ગયું છે આપને ? ન હોય તો એકાદ સિપાહીને બોલાવું ?

**જીવાનંદ** : ના, હવે નોકર સિપાહીની પણ જરુર નથી. તમે બધા ઘેર જાઓ.

**પ્રફુલ્લ** : આપની આજ્ઞા નહિ ઉલંઘુ. અમે જઇએ છીએ, પરંતુ આપ બહુ મોડું ન કરશો – એટલી જ મારી આપને વિનંતી છે.

[ પ્રફુલ્લ અને નોકર જાય છે.

[ જીવાનંદ ધીરે ધીરે નાટ્યમંદિરની બીજી બાજુએ પહોંચે છે. ત્યાં એક માણસ થાંભલાને ટેકે બેઠો બેઠો મૃદુ કંઠે કાંઇક ગાતો હોય છે, અને એની બાજુમાં જ ચાર પાંચ માણસો માથે ઓઢીને સુતા હોય છે. જીવાનંદ વાંકો વળી અંધારામાં એમને જોવાનો પ્રયાસ કરે છે.

ગીત

યથા વિધિ પૂજન કરીએ સૌ,
તોએ આંસુધારા,
શુભંકરી શે નામ ધરાવે,
તું દુઃખહારી માતા.
કયા પાપથી માતા કાલી,
આજ અમે કલંકી,
કેવળ આશા હવે મા તારી,
શરણે રહીએ સૌ જંપી.

જીવાનંદ : તમે કોણ છો ?

પથિક : જી, હું એક યાત્રાળુ છું, બાબુ !

જીવાનંદ : હું બાબુ છું, એ તમે શી રીતે જાણ્યું ?

પથિક : જી, એટલી પણ ખબર ન પડે ? ખાનદાન માણસ સિવાય આટલાં ઉજળાં કપડાં બીજાં કોનાં હોય, બાબુ ?

જીવાનંદ : ઓઃ-એમ છે ? ક્યાંથી આવો છો ? ક્યાં જવાના છો ? આ બધા કદાચ તમારી જ સાથેના માણસો હશે !

પથિક : આવું છું માનભૂમ જિલ્લામાંથી, બાબુ ! અને જવું છે પુરીધામ ! આમાંથી કોકનું ઘર મેદિનીપુરમાં છે, તો કોકનું વળી ક્યાંય-એ બધા ક્યાં જવાના છે, એ પણ હું નથી જાણતો,

જીવાનંદ : વારુ, અહીં રોજ કેટલા માણસો આવે છે ? જે લોકો અહીં રહે છે, એમને બે ટંક ખાવાનું તો મળે છે ને ?

પથિક : (લજ્જિત થઈને) માત્ર ખાવાનું જ નહિ, બાબુ. મારા પગમાં ફોલ્લા પડીને ઘા પડી ગયા છે, એથી ખુદ ભૈરવીમાએ પોતે આજ્ઞા કરી છે કે જ્યાં સુધી આરામ ન થાય ત્યાં સુધી અહીં જ રહેજો.

જીવાનંદ : તમને હું નહેતો કહેતો ભાઈ, સારી વાત છે. આરામથી રહો, જગ્યા પણ ઘણી છે.

પથિક : પણ સાંભળ્યું છે કે ભૈરવી મા તો હવે અહીં નથી.

જીવાનંદ : એટલામાં સાંભળી પણ લીધું. એ ભલે ન રહ્યાં, એમનો હુકમ તો છે ને ? પછી કોની મજાલ છે કે તમને અહીંથી ચાલ્યા જવાનું કહે. તમારું ગામ કયું, ભાઈ ?

પથિક : માનભૂમ જિલ્લામાં બંસીતટ ગામ ! ગામમાં નથી

અનાજ કે નથી પીવા પાણી; ડાકટર વૈદ્ય પણ ન મળે–જમીનદાર વસે છે કલકત્તામાં, કોઈ એમની પાસે જઇને પોતાનાં દુ:ખ નથી કહી શકતું. ગામમાં તો માત્ર રહે છે એમનો તલાટી, મહેસૂલ વસૂલ કરવા !

[ જીવાનંદ ચુપચાપ માથું હલાવી તેની વાતને અનુમોદન આપે છે.

પથિક : લાગલાગટ બે વર્ષ પર્યંત વરસાદ ન થયો, ખેતર-પાદર બળીને ભસ્મ થઈ ગયાં. ત્યાં સુધી તો જેમતેમ સહન કર્યું . . . પરંતુ . . .

[ કહેતાં કહેતાં એનું ગળું રુંધાઈ આવે છે.

જીવાનંદ : એથી કદાચ કંટાળીને બધું ત્યાગીને એકદમ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા ?

પથિક : (શીર હલાવી) ગયા ફાગણમાં બૈરી મરી ગઈ, એક પછી એક બન્ને છોકરા પણ કોલેરાથી આંખો સામે મરી ગયા બાબુજી, એક ટીપું દવાનું પણ કોઇને ન આપી શકયો !

[ કહેતાં કહેતાં શ્વાસ રુંધાઈ જવાથી એ રોઈ પડે છે અને જીવાનંદ પણ પહેરણની બાંયથી પોતાનાં આંસુ લુછે છે.

પથિક : મનમાં થયું કે હવે આ બધું કોના માટે ? ભાંગી-તૂટી ઝુંપડી હતી, તે એક વિધવા ભત્રીજીને સોંપી દઈ નીકળી પડયો–બાબુ. મારા જેવો દુ:ખી સંસારમાં બીજો કોઈ નહિ હોય.

જીવાનંદ : અરે ભાઈ, સંસાર બહુ વિશાળ છે. એમાં કોણ કેટલું દુ:ખી છે અને કયાં પડ્યું છે, એ કશું જ કહી શકાતું નથી.

**પથિક** : પરંતુ મારા જેવું . . .

**જીવાનંદ** : દુ:ખી ? પણ દુ:ખીઓની કાંઈ જુદી જાત હોતી નથી ભાઈ, અને દુ:ખનો પણ ચોક્કસ માગ હોતો નથી. એવું જો હોત તો બધા એને ટાળી શકત. જ્યારે એ એકાએક માથે આવી પડે છે, ત્યારે જ માનવીને એની જાણ થાય છે. મારી બધી વાતો તમને કદાચ નહિ સમજાય ભાઈ, પરંતુ આ જગતમાં માત્ર તમે એકલા જ દુ:ખી નથી, ઓછામાં ઓછો એક સાથીદાર તો તમારી નજીક જ ઊભો છે, જેને તમે ઓળખી પણ નથી શક્યા. પણ તમે જે ભૈરવીમાતું નામ જપતા હતા . . .

[સહસા સાગર અને હરિહર ઝડપથી પ્રવેશ કરી મંદિર સામે આવીને ઊભા રહે છે. જીવાનંદ કાન માંડી એમની વાતો સાંભળે છે.

**હરિહર** : આપણી માનું જેણે સર્વનાશ કર્યું છે, તેનો સર્વનાશ કર્યા વિના અમે નથી રહેવાના.

**સાગર** : માતાના આ પગથારને સ્પર્શ કરીને હું સોગંદ ખાઉં છું કાકા, કે તેમ કરતાં ફાંસીએ ચઢવું પડે તો તે પણ મંજુર છે.

**હરિહર** : હં . . . આપણે જેલમાં જવું પડશે, આપણે ફાંસીએ ચઢવું પડશે ! માને પહેલાં જવા તો દો . . .

**હરિહર અને સાગર** : જય મા ચંડી !

[બન્ને જાય છે.

**જીવાનંદ** : વાસ્તવમાં દેવદેવી જેવાં સહૃદય શ્રોતા બીજાં કોઈ નથી. ભલે એ જુઠો ઘમંડ હોય, તો પણ એની કિંમત છે. નિર્બળનો અહંકાર વ્યર્થ હોવા છતાં પણ એમાં ક્ષણિક ગૌરવનો આનંદ મળે છે.

પથિક : શું કહ્યું, બાબુ?

જીવાનંદ : કાંઈ નહિ ભાઈ, તમે માતાજીનું સ્મરણ કરતા હતા, એમાં મેં આવી નાહક દખલ કરી. તમે તમારો જપ કરો, હું હવે જાઉં છું. કાલે કદાચ આજ સમયે પાછા મળીશું.

પથિક : હવે તો મેળાપ નહિ થાય બાબુ, હું અહિં પાંચ દિવસથી છું, કાલ સવારે જ મારે ચાલ્યા જવું પડશે.

જીવાનંદ : ચાલ્યા જવું પડશે? પણ હમણાં તો તમે કહ્યું કે મારો પગ સારો નથી થયો. મારાથી હજી ચલાતું પણ નથી!

પથિક : માતાજીનું મંદિર હવે થયું રાજાસાહેબનું. હજૂરનો હુકમ છે કે ત્રણ દિવસ કરતાં વધુ કોઇને ન રહેવા દેવા.

જીવાનંદ : (હસીને) ભૈરવી તો હજી અહિંથી ગઈ પણ નથી, એટલામાં જ રાજાસાહેબનો હુકમ અમલમાં આવી ગયો? ચંડીમાતાનું ભાગ્ય સારું છે! વારુ, આજે અતિથીઓની સેવા કેવી થઈ? તમે શું ખાધું, ભાઈ?

પથિક : જે લોકોને આવ્યે ત્રણ દિવસ નહોતા થયા, એ બધાને માતાનો પ્રસાદ મળ્યો.

જીવાનંદ : અને તમને? તમને તો અહિં આવે ત્રણ દિવસ કરતાં વધારે સમય થયો છે?

પથિક : મહારાજ બિચારા શું કરે, રાજાસાહેબના હુકમ આગળ લાચાર?

જીવાનંદ : હશે! (એક દીર્ઘ શ્વાસ લઇને) કાલે હું ફરીથી આવીશ, પણ ભાઈ, તમે ગુપચુપ ચાલ્યા ન જશો.

પંડિતજી : પણ મહારાજ કાંઈ કહે તો?

**જીવાનંદ** : કહે તે સાંભળી લેજો. આટલું દુઃખ સહન કરી શક્યા, તો બ્રાહ્મણની એક વાત સહન નહિ કરી શકો? રાત ઘણી વીતી ગઈ છે, એટલે હું હવે જાઉં છું, પરંતુ મારું કહેવું ભૂલતા નહિ.

[ એટલામાં ષોડશી હાથમાં દીવો લઈ ધીમે ધીમે પ્રવેશ કરી મંદિરના દ્વાર તરફ જાય છે, જીવાનંદ તેને પાછળથી બોલાવે છે.

**જીવાનંદ** : અલકા?

**ષોડશી** : (ચમકીને) આપ? આટલી મોડી રાતે અહીં?

**જીવાનંદ** : શી ખબર, અમસ્તો જ ચાલ્યો આવ્યો હતો. તું જતાં પહેલાં દેવીના દર્શન કરવા જાય છે ને? ચાલ, હું પણ તારી સાથે આવું!

**ષોડશી** : મારી સાથે આવવામાં જોખમ છે, એ તો આપ જાણો છો ને?

**જીવાનંદ** : જોખમ? જાણું છું, પરંતુ મારા તરફથી કશો ભય ન રાખીશ. આજે હું એકલો જ છું અને સાવ નિશસ્ત્ર. આ જીવનમાં બીજું ભલે ગમે તે કેમ ન માનું, પરંતુ મારો કોઈ શત્રુ છે, એ વાત હવે હું ક્યારેય નહિ માનવાનો.

**ષોડશી** : પરંતુ મારી સાથે આવીને શું કરશો?

**જીવાનંદ** : કશું નહી. માત્ર બની શકશે, ત્યાં સુધી સાથે રહીશ. ત્યાર પછી જ્યારે સમય થશે, ત્યારે તને ગાડામાં બેસાડીને હું ઘેર ચાલ્યો જઈશ. જતી વખતે આજે હવે તું મારા પર અવિશ્વાસ ન કરીશ. મારા જીવનનું મૂલ્ય તો તને ખબર છે, કદાચ હવે આપણે પુનઃ ન પણ મળી શકીએ. મારા પર તેં કેટલી કૃપા કરી છે, એ વાત તો હું જીવનના અંતિમ દિન સુધી યાદ કર્યા કરીશ.

ષોડશી : વારુ, ચાલો.

[ બંધ દ્વારની સામે જઇને ષોડશી દેવીને નમસ્કાર કરે છે અને જીવાનંદ કહે છે . . .

જીવાનંદ : મારે તારી ખૂબ જરુર છે, અલકા! બે દિવસ પણ તું વધુ રોકાઈ નહિ શકે?

ષોડશી : ના.

જીવાનંદ : એક દિવસ પણ નહિ?

ષોડશી : ના.

જીવાનંદ : તો મારા બધા અપરાધ અહીં ઊભી રહીને માફ કરતી જા.

ષોડશી : પણ એની આપને શી જરુર છે?

જીવાનંદ : એનો ઉત્તર દેવાનું સામર્થ્ય આજે મારામાં નથી. અત્યારે તો મારા મનમાં માત્ર એકજ વાત ઘોળાઈ રહી છે, કઇ રીતે તને એક દિવસ પણ વધુ રોકી રાખી શકું. ઉફ્! જેનું પોતાનું મન બીજાના હાથમાં ચાલ્યું જાય છે, તેનાથી વધુ મોટું અસહાય – નિરુપાય કદાચ સંસારમાં બીજું કોઈ નહિ હોય.

[ ષોડશી જીવાનંદની નજીક આવી સ્તબ્ધ બની ચુપચાપ ઊભી રહે છે.

જીવાનંદ : (ઊભો થઇને) મને સૌથી મોટું દુ:ખ તો એ થાય છે કે લોકો માનશે કે મેં તને સજા કરી, તેં એ સજા સહન કરી, અને ચુપચાપ ચાલી ગઈ. આટલું ભારે ખોટું કલંક હું શી રીતે સહન કરી શકીશ? એ પણ સહી શકત, જો એક દિવસ . . . માત્ર જો એક જ દિવસ તને મારી પાસે રાખી શકું!

ષોડશી : (પાછળ ખસીને) ચૌધરી સાહેબ, શા માટે આટલી બધી નમ્રતા દાખવી રહ્યા છો? આપના સિપાહી દરવાન તો આજે પણ હજી બેઠા છે? આપ તો જાણો છો કે હું કોઇને ફરિયાદ તો કરવાની નથી.

જીવાનંદ : (રસ્તામાંથી ખસી જઇને) તું જા. જે વસ્તુની આશા નથી, તેના લોભે હવે હું તને નહિ સતાવું. સિપાહી દરવાન તો બધાય છે, અલકા–એમનું બળ આજે પણ એટલું જ છે, પરંતુ જે પોતાની ઇચ્છાથી વશ થાય, તેને બળજબરીએ વશ કરવાની તાકાત હવે મારામાં નથી રહી.

ષોડશી : (ઘૂંટણે પડી માથું જમીનને લગાડી પ્રણામ કરી, ચરણરજ માથે લગાડીને) આપને મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે . . .

જીવાનંદ : શી પ્રાર્થના છે, અલકા ?—

[બહાર બળદગાડીનો ખડખડાટ સંભળાય છે.

ષોડશી : કૃપા કરી જરા સાવધાન રહેજો.

જીવાનંદ : સાવધાન રહું! શી ખબર, એ હવે કદાચ મારાથી નહિ બની શકે. થોડીવાર પહેલાં અહીં આ જ મંદિરમાં બે માણસો દેવીના પગથારને સ્પર્શ કરીને પ્રાણ સમર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી ગયા છે– એમની માનું જેણે સર્વનાશ કર્યું છે, એનો સર્વનાશ કર્યા વિના એ નહિ રહે. ઓથે ઊભા રહીને આ બધું મેં મારા સગા કાનોએ સાંભળ્યું છે, બે દિવસ પહેલાં સાંભળ્યું હોત તો, તો કદાચ એમ જ માનત કે હું જ એમનું લક્ષ્ય છું અને કદાચ ચિંતાની સીમા ન રહેત. પરંતુ આજે તો મનમાં જરાય ખટકો નથી – કેમ અલકા, ચમકી કેમ ?

ષોડશી : (ફીકા પડી ગયેલા ચહેરે) ના, કાંઈ નહિ. હવે તો આપ ચંડીગઢ છોડીને ઘેર ચાલ્યા જાઓ એ જ ઉચિત છે. હવે આપને અહીં કાંઈ કામ તો નથી રહ્યું.

જીવાનંદ : (અન્યમનસ્ક બની જઇને) કામ નથી રહ્યું ?

ષોડશી : ક્યાં છે, મને તો ક્યાંય દેખાતું નથી ! આ ગામ આપનું છે, એને નિષ્પાપ કરવા માટે જ આપ આવ્યા હતા. મારા જેવી અસતીને નિર્વાસિત કર્યા બાદ હવે આપને અહીં બીજું શું કરવાનું રહે છે, તે હું નથી સમજી શકતી.

જીવાનંદ : (આંખો ફાડી એકીટસે જોઈ રહેતાં) પરંતુ, તું તો અસતી નથી ! [ ગાડીવાનનો પ્રવેશ.

ગાડીવાન : માજી, હવે કેટલી વાર છે ?

ષોડશી : ના ભાઈ, હવે બહુ વાર નથી.

[ ગાડીવાન જાય છે.

ષોડશી : ચંડીગઢ આપે છોડવું જ પડશે, એ હું આપને કહી દઉં છું.

જીવાનંદ : તો કહે, હું ક્યાં જાઉં ?

ષોડશી : આપને ગામ, બીજગામ !

જીવાનંદ : ભલે, ત્યાં જઇશ.

ષોડશી : પણ કાલે જ જવું પડશે.

જીવાનંદ : (મુખ ઊંચું કરીને) કાલે જ ? પણ હજી કામ તો બહુ પડ્યું છે ! મેદાનના પાણીના નીકાલ માટે હજી એક પૂલ બંધાવવો છે. આ લોકોને જમીન પાછી આપવી છે, એ તો તારો જ

હુકમ છે. એ સિવાય મંદિરની પણ બરાબર વ્યવસ્થા કરવાની છે–જે અતિથીયાત્રીઓ અહીં આવે છે, તેમના પર અત્યાચાર ન થાય–એ બધું કર્યા વિના જ તું મને ચાલ્યા જવાનું કહે છે?

ષોડશી : (મુશ્કેલીમાં પડીને) પણ આપના આ બધા સાધુ-સંકલ્પો કાલ સવાર સુધી રહેશે ખરા? (જીવાનંદ ચુપ રહે છે) ઠીક, જરુર હોય તે કરતાં એક દિવસ પણ વધુ નહિ રહો, અને જેટલા દિવસ રહો, તેટલા દિવસ પહેલાંની જેમ જ સાવધાનીથી રહેશો, એવું વચન આપો!

જીવાનંદ : (એ વાત પ્રતિ કશું લક્ષ ન આપતાં) મારાં પોતાનાં કર્મોનું ફળ તો હું જ ભોગવીશ–એની ફરિયાદ બીજા કોઇને નહિ કરું, પરંતુ જતી વેળાએ તારી પાસે મારી માત્ર એટલી જ માગણી છે–(ખીસ્સામાંથી એક પત્ર કાઢી ષોડશીને આપે છે) આ પત્ર ફકીર-સાહેબને આપજે!

ષોડશી . આપી દઇશ. પરંતુ હું એ વાંચી શકું છું?

જીવાનંદ : વાંચી શકે છે, પણ એની જરુર નથી. એનો જવાબ આપવાની તો જરુર જ નહિ રહે. મને દુઃખમાંથી બચાવવા માટે તેં પોતે ઘણાં કષ્ટ વેઠ્યાં છે. નહિ તો આ રીતે કદાચ મને . . . પણ જવા દે એ બધી વાતો! મારો અંતિમ અનુરોધ એમાં જ લખેલો છે, એને જો તું માન્ય રાખીશ તો એનાથી વધુ આનંદ મારે માટે બીજો નહિ હોય!

ષોડશી : તો વાંચું?

[ષોડશી ચુપચાપ પત્ર વાંચે છે–તેના ચહેરા પર ભાવોનું ભારે પરિવર્તન થઈ જાય છે. જીવાનંદને ખબર ન પડે તેમ તે ઝડપથી પોતાનાં આંસુ લૂછી નાખે છે.

ષોડશી : હું કુષ્ઠાશ્રમની સેવિકા બનીને જાઉં છું, એ વાતની તમને શી રીતે જાણ થઈ?

જીવાનંદ : કુષ્ઠાશ્રમની વાત તો ઘણા જાણે છે. રહી તારી વાત? આજે જ દેવીના દ્વાર સામે ઊભા રહીને જે લોકો પ્રતિજ્ઞા કરી ગયા છે, જેમને કાનોકાન સાંભળવા છતાં અંધારામાં હું ઓળખી ન શકયો, એમને તું શી રીતે ઓળખી શકી?

ષોડશી : સંસાર વ્યવહારમાં હવે તમારું મન નથી ચોંટતું? બધું વેરણછેરણ કરી નાખીને તમે સંન્યાસી બની જવા ચાહો છો?

જીવાનંદ : (સહસા ઉત્તેજીત થઈ જઇને) હું સંન્યાસી બની જઈશ? જુઠી વાત. હવે તો હું જીવવા માગું છું. માણસોની વચ્ચે માણસ બનીને રહેવા માગું છું. મારે ઘર જોઇએ છે, ગૃહસ્થાશ્રમ જોઇએ છીએ, સ્ત્રી જોઇએ છે, બાળકો જોઇએ છે, અને મૃત્યુ જે દિવસે રોકયું પણ નહિ રોકાય તે દિવસે એમની બધાની આંખો આગળ હું ચાલ્યો જવા માગું છું. પરંતુ, આ બધી પ્રાર્થના કરું કોના સમક્ષ?

[ગાડીવાનનો પ્રવેશ.

ગાડીવાન : મા, શૈવાલદિઘ્ઘી સાત આઠ ગાઉનો રસ્તો છે, હવે જો નીકળતાં મોડું કરીશું, તો મોડું થશે.

ષોડશી : આ આવી, બેટા!

[ગાડીવાન જાય છે. ષોડશી જીવાનંદને પુનઃ નમસ્કાર કરે છે.

ષોડશી : હું જાઉં છું.

જીવાનંદ : અત્યારે? આટલી રાતે?

ષોડશી : ના, ખેડૂતો બધા માને છે કે હું દહાડો ઉગ્યે રવાના થઇશ – એટલે એ લોકો આવી પહોંચે તે પહેલાંજ મારે રવાના થઈ જવું જોઇએ !

[ જાય છે.

જીવાનંદ : ( એકલો અંધારામાં ઊભો રહીને ) અલકા ! અલકા ! એક દિવસ તારી માએ તારો હાથ મને સોંપ્યો હતો, તો પણ હું તને ન પાળી શક્યો, પરંતુ જો તે દિવસે મને કોઇએ તારા હાથમાં સોંપ્યો હોત, તો આજે કદાચ તું અંધારામાં મને આમ એકલો મૂકીને ન જઈ શકત !

[ બહારથી ગાડાંનો ચાલવાનો અવાજ સંભળાય છે.



## અંક ચોથો
## પ્રવેશ પહેલો
સ્થળ : શાંતિકુંજ

જમીનદારનો 'શાંતિકુંજ' ત્રણ ચાર દિવસ થયાં બળીને ખાક થઇ ગયો છે. ભયંકર અગ્નિકાંડનાં અનેક ચિહ્નો હજી પણ મોજુદ છે. બધું જ બળી ગયું છે, માત્ર નોકરોને રહેવાની એક બે ઓરડીઓ બચી ગઈ છે. જીવાનંદ એમાં જ રહે છે. સામે ખુલ્લી બારીમાંથી બારુઈ નદી વહેતી નજરે પડે છે. પ્રાતઃકાળના સમયે એ જ તરફ એકીટસે જોઈ રહીને જીવાનંદ ચુપચાપ બેઠો છે. મુખ પર કોઈ પણ પ્રકારની ચંચળતા યા ઉત્તેજનાનું ચિહ્ન દેખાતું નથી – માત્ર આખી રાત ઉત્કટ બિમારીનું જે કષ્ટ વેઠયું છે, તેની જ એક મ્લાન છાયા આખા શરીર પર વ્યાપી ગઈ છે.

[ પ્રફુલ્લનો પ્રવેશ.

પ્રફુલ્લ : હવે તબીયત કેમ છે, ભાઈ?

જીવાનંદ : ઠીક છે.

પ્રફુલ્લ : ઘણાં વર્ષોની ટેવ છે, તો દવા તરીકે પણ જો અર્ધોએક ઔંસ . . .

જીવાનંદ : (હસીને) દવા તો છેજ ને! ના પ્રફુલ્લ, હું હવે શરાબ ક્યારેય નહિ પીઉં.

પ્રફુલ્લ : કાલની રાત કેવી વીતી છે, તે તો અમારું જ મન જાણે છે! વેદનાને મારે હાથપગ સુધ્ધાં ઠંડા પડી જતા હતા.

જીવાનંદ : તેટલા માટે ગરમી આણવાનો આ પ્રસ્તાવ છે?

પ્રફુલ્લ : વલ્લભ ડાક્ટરને ભય રહે છે કે અચાનક ક્યાંક હૃદય અટકી ન જાય.

જીવાનંદ : હૃદય તો અચાનક જ અટકી જાય છે, પ્રફુલ્લ!

પ્રફુલ્લ : પરંતુ તે માટે તો કોઈ...

જીવાનંદ : (પોતાના હૃદયને હાથવડે બતાવીને) ભાઈ, આ બિચારું અનેક ઉપદ્રવો પછી પણ એકસરખું ચાલ્યા કરે છે, ક્યારેય અટકી નથી ગયું. અકસ્માત કોઈ દિવસ જો એ કાંઈ અડપાલું કરી જ બેસે તો એને માફી આપવી જોઇએ.

પ્રફુલ્લ : કેવા હઠીલા માણસ છો તમે, ભાઈ! હું વિચાર કર્યા કરું છું કે આટલી જબરી હઠ આજપર્યંત ક્યાં છુપાવી રાખી હતી?

જીવાનંદ : હા, ઠીક યાદ આવ્યું, તારો દાળરોટી ખાવા બહાર નીકળી પડવાનો જે શુભ પ્રસ્તાવ હતો, તે ક્યાં સુધી આવ્યો?

પ્રફુલ્લ : ભૂલ થઈ ગઈ, ભાઇસાહેબ. તમે સાજા થઈ જાઓ, દાળરોટીની ચિંતા ત્યાર બાદ જ કરીશ.

જીવાનંદ : મારા સાજા થયા બાદ? ખેર, હું નિશ્ચિત થાઉં છું.

[ તારાદાસ અને પૂજારીનો પ્રવેશ.

તારાદાસ : મંદિરની કેટલાક થાળીયો, લોટા વગેરે નથી મળતું.

જીવાનંદ : જે નથી મળતું, તે ફરીથી ખરીદવું પડશે.

[ ગભરાયેલા ચિત્તે એકકોડીનો પ્રવેશ.

એકકોડી : (બૂમાબૂમ કરીને) આ કામ સરદારનું જ છે. આજે પત્તો લાગ્યો છે, એને અને એના બે સાથીઓને એ દહાડે મોડી રાત સુધી અહીં લોકોએ રઝળતા જોયા હતા. થાણામાં ખબર મોકલાવી છે, પોલીસ આવતી જ હશે. એ આખાય ભૂમિજ વંશને આ મામલામાં હું અંદામાન ન મોકલાવી દઉં તો મારું નામ એકકોડી નહિ! મેં શું આટલા દિવસ હજૂરની ગુલામી કાંઈ અમસ્તી જ કરી છે?

જીવાનંદ : (જરા હસીને) તો તો તમારે પણ એમની સાથે જ જવું પડશે, એકકોડી! જમીનદારના કારભારી તરીકે તમે જે લોકોનાં ઘરબાર બાળી મૂકયાં છે, એ મને માલુમ છે. એ લોકોને આગ લગાડતાં તો કોઇએ જોયા નથી – માત્ર સંદેહ પરથી જ જો એમને સજા ભોગવવી પડે, તો જે અપરાધના તમે જાણકાર છો, તેમાં તમારે તો જરુર ભાગ પડાવવો જ પડે!

એકકોડી : (પહેલાં હતબુદ્ધિ જેવો બની જઇને, પછી ફીકું હાસ્ય કરીને) હજૂર માબાપ છે. અમે તો હજૂરના સાત પેઢીથી દાસાનુદાસ છીએ. હજૂરના હુકમથી માત્ર જેલ જ શું કરવા, ફાંસીએ ચઢવું પડે, તો અમે એને અમને માન મળ્યું એમ માનીએ છીએ.

જીવાનંદ : જે બળી ગયું છે તે પાછું નથી આવવાનું, પરંતુ તે ઉપર જો પોલીસ સાથે મળી જઇને નવો બખેડો ઊભો કરીને કાંઇક માલપાણી પામવાની કોશીશ કરશો, તો હજૂરની નુકસાનીની માત્રા બહુ મોટી વધી જશે, એકકોડી!

પૂજારી : હજૂર પાસે ફરિયાદ કરવા મિસ્ત્રી આવ્યો છે.

જીવાનંદ : શાની ફરિયાદ?

પૂજારી : મંદિરના સમારકામમાં એને ધાર્યા કરતાં વધારે

નુકસાન થયું હતું. માએ કહ્યું હતું કે કામ પૂરું થઈ ગયા બાદ એની ખોટ ભરપાઈ કરી આપવામાં આવશે. હું ત્યારે હાજર હતો, હજૂર!

જીવાનંદ : તો પછી આપી કેમ નથી દેતા?

પૂજારી : (તારાદાસ તરફ ઈશારો કરીને) આ કહે છે કે જેણે કહ્યું હતું એની પાસે જઈને વસૂલ કર.

[જીવાનંદ ક્રુદ્ધ દૃષ્ટિએ તારાદાસ પ્રતિ જુએ છે.

તારાદાસ : મોટી રકમ . . .

જીવાનંદ : મોટી રકમ જ આપજો, મહારાજ.

તારાદાસ : પરંતુ, ખરચ બરાબર છે કે નહિ . . .

જીવાનંદ : જુઓ તારાદાસ, તમે આ બધું તમારું દોઢડહાપણ જવા દો. ષોડશીની બાબતમાં ઉચિતઅનુચિતના વિચારનો ભાર તમારા પર નથી. એ જેમ કહી ગઈ છે, તેમ જ જઈને કરો. (પૂજારીને) મિસ્ત્રી ઊભો છે?

પૂજારી : જી, હજૂર!

જીવાનંદ : ચાલો, હું પોતે આવીને બધું ચૂકવી દઉં છું.

[જીવાનંદ, પ્રફુલ્લ, તારાદાસ અને પૂજારી જાય છે. માત્ર એકકોડી પાછળ રહે છે. શિરોમણી અને જનાર્દનનો પ્રવેશ.

જનાર્દન : બાબુ ક્યાં ગયા?

એકકોડી : (તીખાશથી) કોણ જાણે!

જનાર્દન : કોણ જાણે કેમ? થાણામાં ખબર મોકલવાની એમને વાત કરી હતી?

એકકોડી : કહી શકતા હો તો આપ જ કહોને !

જનાર્દન : વાત શું બની છે, એકકોડી ?

એકકોડી : કોણ જાણે શું વાત બની છે ! ન તો મિજાજનું ઠેકાણું છે, કે ન તો કોઈ વાતનું ઠેકાણું મળે છે ! તારાદાસ મહારાજને મારવા દોડે છે, મને જેલ મોકલવા તૈયાર થાય છે . . .

શિરોમણી : અધિક મદ્યપાનનું એ ફળ છે. હજૂર શું હમણાં જ પાછા ફરશે ?

એકકોડી : સમજ્યા રાયસાહેબ, માત્ર ખોટા સંદેહ પર જ સાગર સરદારનું નામ પોલીસને બતાવે નહિ ચાલે !

જનાર્દન : ખોટા સંદેહ કેમ ? અરે, આ તો સાવ નજરે જોયેલી વાત જ સમજોને !

શિરોમણી : એક વાર જાતે જ કહેવું જોઇએ.

એકકોડી : ઠીક, એકવાર કહી તો જુઓ ?

જનાર્દન : કહીશ નહિ તો શું ચુપચાપ માથે હાથ દઇને બેસી રહીશ ? નહિ તો શું આખા પરિવાર સહિત બળીને ભસ્મ થઈ જાઉં ? પ્રોડશીને દૂર કરવામાં હું પણ એક અગ્રેસર હતો ને !

શિરોમણી : મારી પણ કઈ વાત એ લોકોએ માન્ય રાખી છે ?

જનાર્દન : જે લોકો આવા મોટા જમીનદાર જેવાના ઘરને આગ લગાવી શકે છે, એ લોકો બીજું શું કરી ન શકે ?

એકકોડી : હું પણ એ જ વાતનો વિચાર કરું છું.

જનાર્દન : વિચાર પછી કરજો. હમણાં તો તત્કાળ એનો કાંઈક ઈલાજ કરો. અહીં જો એ લોકોને આશરો મળ્યો, તો એ લોકો આપણને બધાયને ઘરમાં પૂરીને શકરીયાંની જેમ શેકી નાખશે.

શિરોમણી : એ નાલાયક લોકો ગુરુની દુહાઈની પણ પરવા નહિ કરે. ધાડપાડુ ખરાને ! અરે બ્રહ્મહત્યા પણ કરી બેસે ! (કંપી ઉઠે છે)

જનાર્દન : અરે, માત્ર મકાન બાળીને જ ક્યાં અટકે એવા છે ! મારા કેટલાય અનાજના કોઠાર છે, ચારના ઓઘા છે, એ બધું ય સાફ થઈ ગયું સમજજો, જો . . .

શિરોમણી : જુઓ ભાઈસાહેબ, મને તો એમ લાગે છે કે હું થોડા દિવસ મારા શિષ્યોને ત્યાં ફરી આવું.

જનાર્દન : પરંતુ મારે તો કોઈ શિષ્ય છે નહિ. અને હોય તો પણ અનાજના કોઠાર અને ચારના ઓઘા લઈને કાંઈ શિષ્યોને ત્યાં ઓછું જ જઈ શકાય છે !

શિરોમણી : ના, અને જો એ બધું સાથે લઈ ગયા, તો પાછું લાવવું પણ મુશ્કેલ છે. આજકાલ તો શિષ્ય–સેવકોની મતિગતિ પણ સાવ ફરી ગયેલી છે.

એકકોડી : ચારે તરફ સખ્ત ચોકીપહેરો મૂકી દેવાની ગોઠવણ કરવી જોઈએ.

જનાર્દન : એની ગોઠવણ તો કરી છે, પરંતુ તમારા લોકોને ત્યાં પણ ચોકીપહેરો ક્યાં ઓછો હતો ?

એકકોડી : અને એક બીજી વાત સાંભળી છે કે ? એ ખેડૂતો બધા કાલે જઈને અદાલતમાં ફરિયાદ દાખલ કરી આવ્યા છે.

સાંભળ્યું છે કે એમનાં રોદણાં સાંભળીને સાહેબ પોતે તપાસ કરવા આવવાનો છે.

જનાર્દન : અરે શું કહો છો! ચંડીગઢમાં રહીને જમીનદાર અને મારી વિરુધ્ધ ફરિયાદ ?

શિરોમણી : અમારે માટે શિષ્યોના આવ્હાનની ઉપેક્ષા કરવી ઉચિત નથી, જનાર્દન !

એકકોડી : એમની હિમ્મત તો જુઓ! જીવનનો મોટો ભાગ જેમને પેટ ભરીને અન્ન પણ ખાવા મળતું નથી, ટાઢના દિવસો જે લોકો બેઠા બેઠાં જ વિતાવે છે, રોગચાળાના દિવસોમાં જે લોકો કૂતરાં બિલાડાના મોતે જ મરે છે . . .

જનાર્દન : અને પછી ફસલના સમયે મૂઠીભર અનાજ માટે જેઓ આપણા જ બારણે લાંઘવા બેસે છે !

એકકોડી : એ નિમકહરામ નાલાયકો પાસે અદાલતમાં જઈ ફરિયાદ માંડવા માટે પૈસા આવ્યા ક્યાંથી ? અને આવી અવળી મતિ એમને સુઝાડી કોણે ?

જનાર્દન : આટલી સીધીશી વાત એ લોકો નથી સમજતા કે માત્ર એક જિલ્લાની કચેરી જ બસ નથી, હાઈકોર્ટ નામની પણ એક ચીજ હોય છે કે જ્યાં જીવાનંદ ચૌધરી અને જનાર્દનરાયને વટાવીને સાગર સરદાર નથી પહોંચી શકવાનો.

એકકોડી : જરુર ! ત્યાં તો જેનાં નાણાં એનો જ મુકર્દમો ! તમારી પાસે તો નાણાં છે, શકિત છે, જમાઈ બારીસ્ટર છે, કેટલાય વકીલ મુખત્યારો પણ છે, – ફરિયાદ માંડે તો પણ તમારે શી વાતની ચિંતા છે ?

**જનાર્દન** : (ચિંતિત ભાવે) ના એકકોડી, માત્ર જમીન વેચવાની એકલી જ વાત નથી. (ઈશારો કરીને) બીજાં પણ જે કામ કર્યાં છે, તે માટે ફોજદારી કાયદાના પુસ્તકોમાં તેની ફલશ્રુતિ કાંઈ ઓછી નથી લખેલી !

**એકકોડી** : એ તો હું પણ જાણું છું. પરંતુ આ નીચ ખેડૂતોને ક્યાંક જો સાહેબનો આશ્રય મળી ગયો તો !

**જનાર્દન** : કાંઈ કહેવાય નહિ–તમે આજે તમારા જમીનદારને આ જ વાત કરજો. હું હવે જાઉં છું.

**એકકોડી** : ઠીક. એ દરમ્યાન હું પણ મારું એક કામ પૂરું કરી નાખું.

[ શિરોમણી, એકકોડી અને જનાર્દન જાય છે.

[ વાતો કરતાં કરતાં જીવાનંદ અને પ્રફુલ્લનો પ્રવેશ.

**જીવાનંદ** : ના પ્રફુલ્લ, એવું ન બની શકે. ખેતરોમાંથી પાણી કાઢવા પૂલ બાંધવા માટે જો કારભારીની થેલીમાં નાણાં નથી, તો અહીંના મકાનનું સમારકામ પણ બંધ કરી દો.

**પ્રફુલ્લ** : ઠીક છે, બંધ કરી દઈશું, પરંતુ તમે હવે શહેરમાં પાછા ફરો તો સારું.

**જીવાનંદ** : ના.

**પ્રફુલ્લ** : ના કેમ ? આ ઘરમાં તમે રહી શકશો શી રીતે ?

**જીવાનંદ** : અત્યારે જે રીતે રહું છું તે રીતે. ધીમે ધીમે ટેવાઈ જવાશે. માણસ ઘણી વાતોથી ટેવાઈ જાય છે, પ્રફુલ્લ !

પ્રફુલ્લ : નથી ટેવાઈ જવાતું ભાઈ, એની પણ હદ હોય છે. તમારું સ્વાસ્થ્ય અચાનક જ ખૂબ ખરાબ થઈ ગયું છે. આગળ વરસાદની રુતુ આવે છે. આ ભાંગ્યાતૂટ્યા મંદિરમાં તમારો આ નિર્બળ દેહ વરસાદના ઝપાટા સહન કરી શકશે? માટે મહેરબાની કરો અને મારી સાથે ઘેર ચાલો.

જીવાનંદ : (હસીને) આ નિર્બળ દેહના દેહત્વની આલોચના વળી કોઈ દિવસ કરીશું, ભાઈ–તું અત્યારે તો નાયબને ચિઠ્ઠી લખી નાખ કે મારે આ રુપિયા જોઈશે જ! પ્રજા વર્ષોથી રુપિયા આપતી આવી છે અને મરતી ગઈ છે. હવે એમનું મોત રોકતાં જો જમીનદારને મરવું પડતું હોય, તો ભલે એ મરી જતો.

[ત્વરાથી જનાર્દનનો પ્રવેશ.

જનાર્દન : શું હજૂરે પોતે જ . . . જાતે જ હુકમ આપી મારા . . .

જીવાનંદ : શાનો હુકમ, રાયસાહેબ?

જનાર્દન : તળાવના કિનારાવાળી મારી જમીનનો બંધ તોડી નાખી તેને મંદિરની જમીન સાથે એક કરી નાખી છે?

જીવાનંદ : કઈ જગ્યાની વાત કરો છો? જ્યાં વિસેક વર્ષ પહેલાં મંદિરની ગોશાળા હતી, એ જ જમીનની?

જનાર્દન : એ તો હું નથી જાણતો કે ત્યાં . . .

જીવાનંદ : બહુ લાંબો સમય વીતી ગયો છે ને, એટલે! કદાચ ઘણાં કામોની માથે ચિંતા રહેતી હોવાથી તમે એ વાત ભૂલી ગયા હશો.

જનાર્દન : (અસહ્ય ક્રોધને દબાવી રાખીને) પરંતુ આ બધું કરતાં પહેલાં આપે જરા મને ખબર આપી હોત !

જીવાનંદ : જાણતો હતો કે ખબર તો પહોંચીજ જશે, પછી બે ઘડી વહેલી કે બે ઘડી મોડી. એને કાંઈ બહુ મહત્વ આપવા જેવું નથી.

જનાર્દન : પરંતુ પહેલેથી ચેતવણી આપી હોત તો આ ફરિયાદ–મુકર્દમા કરવાનો સમય ન આવત.

જીવાનંદ : હજી પણ એ સમય ન આવે એ જ ઉચિત છે, રાયસાહેબ ! ભૈરવીઓના હાથે દેવીની ઘણી જમીન પારકાના હાથમાં ચાલી ગઈ છે, હવે એ બધી પાછી મેળવવાની જરુર છે.

જનાર્દન : (લુખું હાસ્ય કરતાં) એથી વધારે રુડું શું, હજૂર ! સાંભળ્યું છે કે આખું ગામનું ગામ કોઈ જમાનામાં ચંડીમાતાનુ હતું. પરંતુ હવે તો . . .

જીવાનંદ : જમીનદારની ફાંદમાં સમાઈ ગયું છે, નહિ ? એ તો જાણે સમાઈ ગયું જ છે, પરંતુ એ પાછું આપવામાં પણ હવે કશી બાકી રાખવામાં નહિ આવે, રાયસાહેબ ! મંદિરને લગતા ખતપત્રો, દસ્તાવેજો, નકશાઓ વગેરે જે કાંઈ છે, તે બધું કલકત્તે વકીલ પાસે મોકલાવી આપવામાં આવ્યું છે, પરંતુ, હું એકલો ભલા કેટલું કરી શકું ? આ કાર્યમાં આપ લોકો પણ મારી સહાયતા કરો.

જનાર્દન : સહાયતા કેમ નહિ કરીએ, હજૂર ! અમે લોકો તો સદૈવ હજૂરના સેવક જ રહેતા આવ્યા છીએ, સરકાર !

[ જનાર્દન જાય છે. જીવાનંદ સકૌતુક હસતો તેના તરફ દ્રષ્ટિ રાખીને થોડીવાર ચુપચાપ ઊભો રહે છે.

પ્રફુલ્લ : ભાઈસાહેબ, તમે શું છેવટે અહીં એક મોટો લંકાકાંડ શરુ કરવાનો નિર્ણય કર્યો છે ?

જીવાનંદ : જો એ કાંડ શરુ થઈ જાય તો તો મહાભાગ્યની વાત છે, પ્રફુલ્લ ! એ માટે તો દેવતાઓને એક દિવસ મહાન તપસ્યા કરવી પડી હતી !

પ્રફુલ્લ : દેવતાઓ તો કરી શકે, કારણ કે લંકાની બહાર રહીને તપસ્યા કરવામાં પૂણ્ય પણ મળે છે અને દુશ્ચિંતા પણ ઓછી વેઠવાની હોય છે. પરંતુ લંકાની અંદર વસનારાઓ માટે તો લંકાકાંડ સૌભાગ્યનો વિષય નથી હોતો. આવ્યા છો ત્યારથી ગામ આખાના લોકો સાથે ઝઘડો કરતા ફરવું એ ન તો તમારે માટે ગૌરવની વસ્તુ છે કે ન તો જરુરની વસ્તુ છે. તે દરમ્યાન અનેક નાનાં પ્રકારનાં કામ તો કરી ચૂક્યા, હવે શાંત બની પાછા ચાલો. ચાલો, હવે તો ઘેર જઈએ.

જીવાનંદ : ઘેર જવાનો સમય થતાં ચાલ્યો જઈશ.

પ્રફુલ્લ : ઠીક, ત્યારે જજો. એ જ્યારે આવે ત્યારે, પરંતુ તમારે જવાનો સમય તો જાણે કે કાંઈક નક્કી થઈ ગયો, પરંતુ મારે જવાનો સમય ક્યારે આવશે, એનો તો કાંઈ પત્તો જ નથી લાગતો.

[ એકકોડીનો પ્રવેશ.

એકકોડી : મિસ્ત્રી ઊભો છે. એ જાણવા માગે છે કે પૂલનું કામ ક્યાંથી શરુ કરવાનું છે !

જીવાનંદ : ચાલને પ્રફુલ્લ, એકવાર ખેતરો તરફ જઈને એમનું કામ તો જોઈ આવીએ !

પ્રફુલ્લ : ચાલો.

[ જીવાનંદ પ્રફુલ્લને લઇને બહાર જાય છે. બીજી બાજુથી શિરોમણી અને જનાર્દન દાખલ થાય છે.

જનાર્દન : બાબુજી ક્યાં ગયા, એકકોડી ?

એકકોડી : મિસ્ત્રીનું કામ જોવા ગયા છે. ખેતરોની વચ્ચે પૂલ બંધાશે.

જનાર્દન : મતિ જ ભમી ગઈ છે.

શિરોમણી : મદ્યપાનજનિત બુધ્ધિવિકાર છે.

એકકોડી : આ શનીવારેજ સાહેબ જમીનની તપાસણી અર્થે આવવાનો છે. પરંતુ આ નાલાયકોને પૈસા અને સલાહ કોણ આપે છે, એ વાતનો હજી પત્તો નથી લાગતો. માત્ર એટલી ખબર પડી છે કે એ લોકો જો હજૂરને સાક્ષીમાં બોલાવશે, તો હજૂર કશી વાત છૂપાવશે નહિ. બનાવટી દસ્તાવેજો બનાવ્યા સુધ્ધાંની વાત પણ નહિ છૂપાવે.

જનાર્દન : (હસીને) મને કેટલાં વર્ષ થયાં હશે, કહો જોઇએ, એકકોડી ? ચંડીગઢના જનાર્દનરાયને આવી ખોટી વાતોથી નહિ ડરાવી શકાય ભાઈ, એને માટે તો કાંઇક નવા ઉપાયો અજમાવવા પડશે. (ક્ષણવાર મૌન રહ્યા બાદ) પરંતુ હા, એટલું મારે કબુલ કરવું પડશે કે તમારા હાથમાં જરા બંધાયેલો છું. આડુંઅવળું સમજાવી-બુઝાવીને કાંઇક વધુ પટાવી લેવાની તક જરુર તમારે હાથ આવી છે. પરંતુ તો પણ જેટલું મર્યાદામાં રહીને થાય, એટલું જ કરજો.

એકકોડી : તમને સાચું કહું છું, રાયસાહેબ . . .

જનાર્દન : ઓ હો, તો તમે ક્યાં જુઠું કહો છો ! એકકોડી નંદીને વળી ક્યારેય જુઠું બોલતાં સાંભળ્યા છે ? એ વાત નથી

ભાઈસાહેબ, મારી તો બહુબહુ સો વીઘાં જમીનજ જશે, પરંતુ એમની પોતાની કેટલી જમીન ચાલી જશે, એનો તમારા માલિકે ક્યારેય બરાબર ઠંડા કલેજે વિચાર કરી જોયો છે? વિચાર કરી ન જોયો હોય, તો જરા આંગળી કરી દેખાડી દો. ત્યાર બાદ ભલે મારા પર દાવ અજમાવ્યા કરજો.

**એકકોડી** : જમીન જગાની વાત નથી કરતો, રાયસાહેબ! વાત છે બનાવટી દસ્તાવેજો બનાવ્યાની. પૂછતાં એ બધી વાત જાહેર કરી દેશે, કશું છૂપાવશે નહિ.

**જનાર્દન** : એટલે? જેલમાં મોકલવાનો વિચાર છે? પરંતુ એકલો જનાર્દન નહિ જાય, સાથે એકકોડી પણ જશે. એ નામદાર મોટાં વિક્ટોરીયા મહારાણી નથી કે તેથી છટકી જઈ શકશે — એ વાત એમને કહી દેજો.

**એકકોડી** : (અભિમાનપૂર્વક) કહેવું હોય તે તમે જાતેજ કહેજો.

**જનાર્દન** : કહીશ નહિ તો શું બેસી રહીશ! બરાબર કહી સંભળાવીશ. સાહેબની સમક્ષ બધું કબુલ કરી દઈને સાધુ બની જવું સહેલું નથી. (ઇશારો કરીને) હાથકડીઓ પહેરવી પડશે!

**એકકોડી** : એ તો તમે જાણો અને એ જાણે!

**જનાર્દન** : અને તમે? શ્રીમાન એકકોડી નંદી? મકાન જ્યારે સળગી ગયું, ત્યારેજ હું તો સમજી ગયો હતો કે જરુર અંદર કાંઈક દાળમાં કાળું છે. પરંતુ જનાર્દનને એટલો બધો કાચોપોચો સમજી ન બેસતા, ભાઈ — પસ્તાશો. નિર્મળને રોકયો છે ને, એજ તમને બધું સમજાવી દેશે.

**એકકોડી** : મારા ઊપર તો તમે નાહકના ગુસ્સે થાઓ છો, રાયસાહેબ! હું તો જેટલું જાણું છું, એટલું મેં તમને જણાવી દીધું.

ખાતરી ન થતી હોય તો હજૂર અહીં સામેના ખેતરોમાં જ મોજુદ છે, જરા જઇને પૂછી લ્યો ને!

**જનાર્દન :** જરુર પૂછી જોઇશ. શિરોમણીજી, આવો છો ને?

**શિરોમણી :** ચાલોને ભાઇસાહેબ, એમાં વળી ડર કોના બાપનો છે?

[ બે કદમ આગળ વધીને સહસા પાછો ફરે છે.

**શિરોમણી :** (એકકોડીને) પૂછું છું કે કાંઈ વધારે લાલપાણી ચઢાવેલું નથી ને, નહિ તો પાછું . . .

**એકકોડી :** લાલપાણી હવે એ નથી પીતા. (સહસા પોતાના કંઠસ્વરને કાબુમાં લાવીને) પરંતુ હવે ત્યાં જવાની જરુર નથી. હજૂર પોતે જ આ બાજુ આવે છે.

[ જીવાનંદ અને પ્રફુલ્લનો વાતો કરતાં કરતાં પ્રવેશ.

**જનાર્દન :** (નજીક જઈ અસ્વાભાવિક વ્યાકુળતાસહ) હજૂર જો બધી વાતોનો જરા વિચાર કરીને જોશે, તો . . .

**જીવાનંદ :** શું છે, રાયસાહેબ?

**જનાર્દન :** જમીન વેચાણ બાબતની તપાસ કરવા સાહેબ પોતે આવવાના છે. સંભવ છે કે તેમાંથી બહુ ભારે મુકર્દમાના મંડાણ થાય. પરંતુ આપ કદાચ . . .

**જીવાનંદ :** ઠીક! પરંતુ બીજો માર્ગ જ હવે ક્યાં છે, રાયસાહેબ! સાહેબ જમીન છોડવા નથી ઇચ્છતો–તેણે સસ્તામાં મેળવી છે ને! એટલે મુકર્દમો તો ઊભો થવાનો જ છે. અને તેથી મામલો જીતવા સિવાય ખેડૂતોને માટે હવે કોઈ બીજો ઇલાજ જ નથી.

જનાર્દન : (અધીરો થઈને) પરંતુ અમારે માટે હવે શો માર્ગ?

જીવાનંદ : (ક્ષણભર વિચાર કરીને) તમે ઠીક કહો છો, આપણો માર્ગ પણ હવે ખૂબ દુર્ગમ માલુમ પડે છે.

જનાર્દન : (ખૂબ વ્યાકુળ થઈ જઇને) એકકોડીએ ત્યારે સાચું જ કહ્યું હતું! પરંતુ હજૂર, માર્ગ માત્ર દુર્ગમ જ નથી–સાથે જેલયાત્રા પણ કરવી પડશે. અને તેમાં એકલા જ નહિ, સાથે આપને પણ જોડાવું પડશે.

જીવાનંદ : (જરા હસીને) એમાં શું થાય, રાયસાહેબ! ખૂબ શોખથી છોડ વાવ્યો હતો, એટલે હવે એનાં ફળ ખાધા વિના કાંઈ છૂટકો છે?

જનાર્દન : (ચિત્કાર કરતો) આ તો આપણું સત્યાનાશ વાળી નાખશે, એકકોડી!

[ગાંડાની માફક બહાર નાસી જાય છે. તેની પાછળ એકકોડી પણ ચુપચાપ ખસી જાય છે.

[નેપથ્યમાં કોલાહલ.

જીવાનંદ : (ક્ષણભર સ્તબ્ધ રહીને) આ કોણ જાય છે, પ્રફુલ્લ?

પ્રફુલ્લ : કદાચ તમારા માટી ખોદનારા મજુરોનું ટોળું હશે.

જીવાનંદ : જરા એકવાર એ લોકોને અહીં બોલાવ તો. સાંભળું તો ખરો કે આજે બંધનું કામ ક્યાં સુધી આવ્યું?

પ્રફુલ્લ : (ફાટક સુધી જઇને) અરે ઓ સરદાર, જરા સાંભળો તો!

[સ્ત્રી અને પુરુષ મજૂરોનો પ્રવેશ.

સરદાર : કેમ શું છે? શું કામ બોલાવો છો?

**જીવાનંદ** : તમે લોકો બધા ક્યાં જાઓ છો?

**સરદાર** : ભાત ખાવા!

**જીવાનંદ** : જુઓ ભાઈ, ભૂલતા નહી કે આપણું બંધનું કામ વરસાદ પહેલાંજ પુરું કરી નાખવાનું છે.

**બધા** : (એકી સ્વરે) અરે, થઈ જશે! થઈ જશે! તમે ચિંતા ન કરશો. ચાલો અલ્યા! (મજૂરો ચાલ્યા જાય છે)

[બીજી બાજુથી નિર્મળનો પ્રવેશ.

**જીવાનંદ** : (આદરસહ) આવો, આવો, નિર્મળબાબુ.

**નિર્મળ** : (નમસ્કાર કરીને) મારે જરા આપનું કામ છે.

**જીવાનંદ** : બીજા કોઈ દિવસે એ કામ નહિ થઈ શકે?

**નિર્મળ** : ના, ખાસ મહત્વનું છે.

**જીવાનંદ** : ઠીક છે. નકામો બોજ ખેંચવા માટે જેમને અટકી રહેવું પડે છે, તેમનો સમય નષ્ટ કર્યે કામ નહિ સરે!

**નિર્મળ** : લોકો નકામાં કામ કર્યા કરે છે, તેથીજ તો જગતમાં અમારા જેવાઓની જરુર પડે છે, ચૌધરીસાહેબ!

**જીવાનંદ** : પરંતુ કાર્યની બાબતમાં સૌની ધારણા એકસરખી તો નથી હોતી, નિર્મળબાબુ! રાયસાહેબનું હું અહિત નથી ઇચ્છતો, અને આપનો ઉદ્દેશ્ય સફળ થતાં મને સાચેજ ખૂબ આનંદ થશે, પરંતુ મેં મારા કર્તવ્યનો નિશ્ચય કરી લીધો છે. તેમાં જરા પણ ફેરફાર થવાનો હવે સંભવ નથી.

**નિર્મળ** : એ શું સાચું છે કે આપ બધુંજ કબુલ કરી દેવાના છો?

જીવાનંદ : હા, એ સાચું છે.

નિર્મળ : એવું પણ બનવાનો સંભવ છે કે આપની એ કબુલાતથી માત્ર આપને એકલાને જ સજા થાય અને બાકીના બધા જ બચી જાય ?

જીવાનંદ : હા, એમ થવાની પૂરી સંભાવના છે. પરંતુ એ પરત્વે મારે કશી ફરિયાદ નથી, નિર્મળબાબુ. મારાં કર્મોનાં ફળ હું એકલો જ ભોગવું, એટલું જ મારે માટે બસ છે. રાયસાહેબ છુટકારો પામી સ્વસ્થ શરીરે દુનિયાદારી નિભાવતા રહે અને અમારા એકકોડી નંદી મહાશય પણ અન્યત્ર ક્યાંક કારભારી તરીકે ઉત્તરોત્તર ઉન્નતી પામ્યા કરે—કોઈનાય પ્રતિ જરા પણ દ્વેશ નથી.

નિર્મળ : આત્મરક્ષા કરવાનો સર્વ કોઈને અધિકાર હોય છે, એટલે નાછૂટકે રાયસાહેબને પણ તેમ કરવું પડશે. આપ પોતે જમીનદાર છો, આપની સમક્ષ મામલા મુકર્દમાનું વિશેષ વર્ણન કરવું વ્યર્થ છે—એટલે અંતે કદાચ ઝેરનો ઇલાજ ઝેરથી જ કરવો પડે.

જીવાનંદ : ઇલાજ કરનાર હકીમ શું ફંદો નાખવાના ઝેરમાં હત્યા કરવાની વ્યવસ્થા પણ કરી આપશે કે ?

નિર્મળ : (ગુસ્સાને રોકતાં) એવું પણ બની શકે છે કે કોઈને કશી સજા ભોગવવાની જરૂર જ ન પડે, અને કોઈને કશું નુકસાન પણ ન થાય ?

જીવાનંદ : (તેજ પળે શાન્ત થઈને) એ તો બહુ સારી વાત છે, તમે જો એમ કરી શકો તો તો સૌથી સરસ. પરંતુ મેં ઘણો વિચાર કરી જોયો છે કે એવું બની શકે એમ નથી. ખેડૂતો પોતાની જમીન નહિ છોડે. કેમકે આ માત્ર અન્નવસ્ત્રનો પ્રશ્ન નથી, એ તો એમની સાત પેઢીઓથી વારસામાં ચાલ્યા આવતા આબાદ ખેતર

રહ્યાં, જેમની સાથે એમના જીવનમરણનો પણ પ્રશ્ન છે. એ તો એમને આપવાં જ પડશે. (થોડીવાર ચુપ રહીને) તમે સારી રીતે જાણો છો કે સામો પક્ષ અત્યંત પ્રબળ છે; તેના પર જોરજુલ્મ ચાલી શકે એમ નથી – તે ચાલી શકે તો માત્ર ખેડૂતો પર – પરંતુ હંમેશાંથી એમના પર અત્યાચાર થતો આવ્યો છે અને હવે હું એ વધુ સમય ચાલવા નહિ દઉં.

નિર્મળ : આપ તો બહુ મોટા જમીનદાર છો, – આ થોડા ખેડૂતોને એમાં સ્થાન નહિ મળી શકે ? ક્યાંક ને ક્યાંક . . .

જીવાનંદ : ના ના, બીજે ક્યાંય નહિ – આ ચંડીગઢમાં જ તેઓ રહેવા જોઇએ. અહીં જ મેં જબરજસ્તીથી તે દિવસે એ લોકો પાસેથી ખૂબ નાણાં પડાવ્યાં હતાં અને એમને એ નાણાં કરજે આપ્યાં હતા જનાર્દનરાયે. એ કરજ મારે ચૂકવવું જ પડશે. તે સિવાય, જે એક મહાન શૂળ એમની છાતીમાં પેસી ગયું છે, તે માત્ર હું જ જાણું છું. પરંતુ જવા દો, અપ્રિય આલોચના કરવાની હવે મારામાં વૃત્તિ રહી નથી, નિર્મળબાબુ. મેં મારો નિશ્ચય કરી લીધો છે.

[ તે જાય છે.

[ તે તરફ જોઈ રહેતો નિર્મળ અભિભૂતની જેમ સ્થિર બની ઊભો રહે છે. એટલામાં ફકીરસાહેબ આવી પહોંચે છે.

ફકીર : જમાઇબાબુ, સલામ ! બાબુજી ક્યાં ?

નિર્મળ : (નમસ્કાર કરીને) ખબર નથી. ફકીરસાહેબ, અમારે લોકોને ષોડશીની ખૂબ જરુર છે. એ ગમે ત્યાં હોય, મારે તેની એકવાર મુલાકાત લેવાની ખાસ જરુર છે. એ ક્યાં છે, બતાવશો ?

ફકીર : તમને જણાવવામાં મને કશો વાંધો નથી, કારણ કે એક દિવસ જ્યારે બધાય એનો સર્વનાશ કરવા તત્પર થયા હતા, ત્યારે માત્ર તમે એકલા જ તેની રક્ષા કરવા ઊભા થયા હતા.

નિર્મળ : અને આજે, બરાબર તેથી ઊલટું જ થઈ ગયું છે, ફકીરસાહેબ ! આજે એ લોકોને કોઈ બચાવી શકે તેમ હોય તો માત્ર તે એકલી જ. હાલ એ ક્યાં છે ?

ફકીર : શૈબાલ-દિઘ્ધીના કુષ્ઠાશ્રમમાં.

નિર્મળ : કુષ્ઠાશ્રમમાં ? ત્યાં તે સુખી છે ?

ફકીર : (સ્મિત કરીને) લ્યો આ. સ્ત્રીઓની બાબતમાં સુખેથી રહેવાની વાત તો દેવતાઓ પણ નથી જાણી શકતા, ત્યારે હું તો એક સંન્યાસી માણસ કહેવાઉં. પરંતુ મારી દિકરી શાંતિમાં છે, એટલું અનુમાન હું કરી શકું છું.

નિર્મળ : (ક્ષણવાર મૌન રહીને) અહીં આપ ક્યાં આવ્યા હતા ?

ફકીર : જમીનદાર જીવાનંદની આ ચિઠ્ઠી મળતાં તેને મળવા આવ્યો હતો. આ ચિઠ્ઠી તમારે વાંચી જવાની જરુર છે. લ્યો, વાંચો. (ચિઠ્ઠી આપે છે)

નિર્મળ : (સંકોચસહ) જીવાનંદની લખેલી છે ? હું એને સ્પર્શ પણ કરવા નથી માગતો. જરુર હોય, તો આપ જ વાંચી સંભળાવો.

ફકીર : જરુર ! જરુર ન હોત તો હું કહેત જ શું કરવા ? ચિઠ્ઠી મારા પર જ લખાયેલી છે.

[ ફકીરસાહેબ ધીમે ધીમે ચિઠ્ઠી વાંચે છે અને તેમ તેમ નિર્મળના મુખપરના ભાવ સંશય અને આશ્ચર્યથી કઠોર થતા જાય છે.

ફકીર : (ચિઠ્ઠી વાંચે છે)

"ફકીરસાહેબ,

ષોડશીનું મૂળ નામ અલકા છે. તે મારી પત્ની છે. આપના કુષ્ઠાશ્રમનું હું કલ્યાણ વાંછું છું, પરંતુ કૃપા કરીને એની પાસે કશું હલકું કામ ન કરાવતા. આશ્રમ જ્યાં ખોલવામાં આવ્યો છે, એ જમીન મારી નથી, પરંતુ તેની પડોશમાં આવેલું શૈવાલ-દિઘ્ઘી ગામ મારું છે. એની આવક વાર્ષિક પાંચ છ હજાર રુપિયાની હશે. હું આપને ઓળખું છું. પરંતુ આપની ગેરહાજરીમાં ક્યાંક કોઈ અલકાને નિરાધાર સમજી તેની માનમર્યાદાને હાની ન પહોંચાડે, એટલા માટે એ ગામ આશ્રમને માટે તેને આપું છું. આપ પોતે ક્યારેક કાયદાના જાણકાર હતા, તેથી આ દાન પાકું કરાવી લેવા માટે જે કાંઈ વિધિ કરવાની જરુર હોય તે કરાવી લેજો, એનું ખરચ પણ હું આપીશ. દસ્તાવેજ વગેરે બધું તૈયાર કરાવીને મોકલશો એટલે તે પર સહી કરીને હું રજીસ્ટર કરાવી આપીશ.

— જીવાનંદ ચૌધરી."

ફકીર : (નિર્મળના ચહેરા પરના ભાવ જાણી જઇને) સંસારમાં આશ્ચર્યોનો કાંઈ પાર જ હોતો નથી !

નિર્મળ : (દીર્ઘ નિશ્વાસ મૂકી ગરદન હલાવતો) હા. પરંતુ આ સત્ય છે, તેની ખાતરી શી ?

ફકીર : સત્ય ન હોત તો આ દાન લેવા ષોડશીને હું કદાપિ અહીં ન લાવત.

નિર્મળ : (વ્યગ્ર કંઠે) પરંતુ એ ક્યાં આવી છે ? ક્યાં છે ?

ફકીર : મારી કુટિરમાં છે, નદીને સામે પાર.

**નિર્મળ** : તો મારે અત્યારે જ એની પાસે પહોંચી જવાની જરુર છે, ફકીરસાહેબ.

**ફકીર** : ચાલો. (હસીને) પરંતુ રાત પડવા આવી છે, એને ક્યાંક ફરીથી હાથ પકડીને તમને ઘર સુધી પહોંચાડવા ન પડે.

[ બન્ને જાય છે.

[ સહસા નેપથ્યમાં કેટલાક માણસોના દબાયેલા કોલાહલમાંથી પ્રફુલ્લનો સ્વર સ્પષ્ટ સંભળાય છે. 'સંભાળીને! સંભાળીને! જોજે ક્યાંક ઠોકર ન વાગે!' અને બીજી જ ક્ષણે એ હાથોહાથ જીવાનંદને ઊંચકી લાવીને ખાટલા પર સુવાડે છે. તેની આંખો મીંચાયેલી છે. પ્રફુલ્લ નજીકમાં ઊભો રહે છે.

**પ્રફુલ્લ** : હવે કેમ લાગે છે, ભાઈ?

**જીવાનંદ** : ઠીક નથી. હું બેહોશ થઈને શું પૂલ પરથી પડી ગયો હતો, પ્રફુલ્લ?

**પ્રફુલ્લ** : ના ભાઈ, અમે લોકોએ તમને ઝીલી લીધા હતા. હું કેટલીય વાર કહી ચૂક્યો છું કે આવી કમતાકાત હાલતમાં વધુ પરિશ્રમ તમારાથી સહન નહિ થાય, પરંતુ એ પર તમે ધ્યાન જ નથી આપતા. આ કેવું સત્યાનાશ વાળી નાખ્યું, કહો જોઈએ?

**જીવાનંદ** : (આંખો ખોલીને) સત્યાનાશ ક્યાં વળી ગયું, પ્રફુલ્લ! આ જ તો મારે પાર થવાની પૂંજી છે. એ સિવાય મારી પાસે બીજી પૂંજી જ કઈ હતી?

[ ત્વરાથી એકકોડીનો પ્રવેશ. તેના હાથમાં એક કાચની શીશી છે.

**એકકોડી** : (પ્રફુલ્લને) તરત જ હજૂરને પાઈ દો. વલ્લભ ડાક્ટર દોડતો આવે છે – આવી પહોંચ્યો જ સમજો.

**પ્રફુલ્લ** : (શીશી હાથમાં લઈ જીવાનંદ પાસે જઈને) ભાઈ, આ દવા જરા પીવી પડશે.

**જીવાનંદ** : (આંખો બંધ રાખીને જ) પીવી પડશે ? લાવો. (દવા પીને) એટલું બધું દર્દ થાય છે, પ્રફુલ્લ, જાણે કે આ દુઃખની સીમા જ નથી ! ઉઃફ્ . . .

**પ્રફુલ્લ** : (વ્યાકુળ કંઠે) એકકોડી, જુઓ તો ડાક્ટર હજી કેમ ન આવ્યો ? જરા દોડતા ફરી જઈ આવો ને ?

**એકકોડી** : દોડતો જ જાઉં છું, બાબુ . . .

[ જાય છે.

**જીવાનંદ** : દોડાદોડી કરવાથી હવે શું વળવાનું છે, પ્રફુલ્લ ! મને તો એમ લાગે છે કે જાણે આજે તમે લોકો દોડાદોડી કરવા છતાં પણ મને પાછો નહિ મેળવી શકો.

**પ્રફુલ્લ** : (નજીકમાં જ ઘૂંટણે બેસીને) આવું તો કેટલીય વાર બની ચૂક્યું છે, ભાઈ ! એવા વિચાર શા સારું મનમાં લાવો છો ?

**જીવાનંદ** : વિચાર મનમાં લાવું છું ? ના પ્રફુલ્લ, હવે હું કશા વિચાર મનમાં નથી લાવતો. (જરા હસીને) માંદગી અનેક વાર આવી છે, અને સાજો પણ અનેક વાર થઈ ગયો છું, એ બરાબર છે. પરંતુ આ વખતે કોઈપણ પ્રકારે આરામ નથી થવાનો અને એ પણ સારું જ થાય છે, પ્રફુલ્લ !

[ એકકોડી અને વલ્લભ ડાક્ટરનો પ્રવેશ.

**પ્રફુલ્લ** : (ઉઠી ઊભા થઈને) પધારો ડાક્ટર સાહેબ.

વલ્લભ : હુજૂરની તબીયત ખરાબ છે–એ સાંભળીને દોડતો આવું છું, દવા તો પાઈ દીધી છે ને ?

એકકોડી : હા, ડાકટર સાહેબ. લાવતાંની સાથે જ પાઈ દીધી હતી. દવાની શીશી લઈ દોડતો આવ્યો હતો–અરે, કેટલીય જગ્યાએ તો પડતાં પડતાં બચી ગયો !

[ વલ્લભ ડાકટર નજીક જઈને બેસે છે. થોડીવાર હાથમાં નાડી પકડી રાખી મોં વિકૃત કરી નાખે છે. પછી માથું હલાવી પ્રફુલ્લને ઇશારાથી જણાવે છે કે તબીયત સારી નથી લાગતી.

એકકોડી : (અધીરા કંઠે) તો હવે શું થશે, ડાકટર સાહેબ ? ખૂબ સરસ દવા આપો, અમે તમને ડબલ ફી આપીશું . . . તમે માગશો તે આપીશું . . .

પ્રફુલ્લ : માગશે એટલું જ આપીશું ? શું માત્ર એટલું જ ? એ તે કેટલું હશે, એકકોડી ? આપણે એનાથી પણ વધારે આપીશું. મારા પ્રાણની કિમ્મત કાંઈ નથી, છતાં તે માગશો તો તે પણ આપી દઈશ, ડાકટર સાહેબ ?

વલ્લભ : (મોં ઊંચું કરીને) ભાઈ, બધું ઉપરવાળાના હાથ નહી તો આપણે કોણ ? આપણે તો નિમિત્ત માત્ર છીએ ! નાહકની વાતો ફેલાવે છે કે ચંડીગઢનો વલ્લભ ડાકટર તો મરે પણ જીવતાં કરી શકે છે ! દવાની પેટી પણ સાથે લેતો આવ્યો એવી બાબતમાં હું ક્યારેય ભૂલ નથી કરતો. ચાલો, નંદી સાહે તરત એક મીક્ષ્ચર બનાવી દઉં.

[ એકકોડી અને વલ્લભ જાય છે.

જીવાનંદ : આંખ મીંચીને પડ્યાં પડ્યાં કેવા અને શા શા ખ્યાલ આવતા હતા મનમાં, પ્રફુલ્લ? એવું લાગતું હતું કે આ દુનિયા કેવી અજબ છે! નહિ તો મારે માટે આંસુ વહાવવા તને હું કેવી રીતે પામી શકત?

પ્રફુલ્લ : તમે તો જાણો છો . . .

જીવાનંદ : જાણતો કેમ નથી, પ્રફુલ્લ! પરંતુ એકકોડી એમાં શું સમજે? એ તો માને છે કે પોતાની જેમ તું પણ માત્ર એક નોકર છું, એક પાજી જમીનદારનો એવો જ પાજી એક સાથી છું. તેં મારે માટે ચુપચાપ અને કેટલું સહન કરે છે, એ બહારનો માણસ ક્યાંથી જાણવાનો હતો! વચ્ચે વચ્ચે જ્યારે અસહ્ય થઈ જાય છે, ત્યાર બે કોળિયા દાળરોટીના મેળવવાના બહાને તેં મને છોડી જવાનો પણ ઇરાદો કર્યો છે, પરંતુ મેં તને નથી જવા દીધો. આજે લાગે છે કે મેં જે કર્યું હતું તે ઠીક જ કર્યું હતું. તું જો સાચે જ મને મૂકીને ચાલ્યા ગયો હોત પ્રફુલ્લ, તો આજનું દુઃખ ઠાલવવાનું સ્થાન ક્યાં મળત?

પ્રફુલ્લ : ભાઈ . . .

જીવાનંદ : જરા કાગળ ને કલમ તો લાવ પ્રફુલ્લ, તારા આ ભાઇના સ્નેહનું દાન . . .

પ્રફુલ્લ : (ઘૂંટણે પડીને) તમારો ખૂબ સ્નેહ પામ્યો છું ભાઈ, માત્ર એ જ મારી મૂડી બની રહે એટલું ઇચ્છું છું. તમે મને માત્ર એટલો જ આશિર્વાદ આપો કે મને મારા પોતાના પરિશ્રમથી જે કાંઈ મળે, તેથી વધુ માટે હું આ જીવનમાં લોભ ન કરું.

જીવાનંદ : (ક્ષણવાર નિઃસ્તબ્ધ રહીને) ઠીક, ભલે એમ, પ્રફુલ્લ. દાન કરીને હું તને હલકો નહિ પાડી જાઉં. પરંતુ લોભી તો તું ક્યારેય ન હતો.

[ વલ્લભ ડાકટર દબાયેલા પગલે ચુપચાપ અંદર આવે છે, અને દવાનો પ્યાલો પ્રફુલ્લના હાથમાં મૂકી, પૂર્વવત દબાયેલા પગે પાછો ચાલ્યો જાય છે.

પ્રફુલ્લ : ભાઈ, જરા આટલી દવા પી જાઓ.

[ પ્રફુલ્લ પાસે આવી જીવાનંદના મુખમાં દવા રેડે છે, અને પોતાના ધોતીયાના છેડાવતી તેનું મુખ લૂછે છે.

જીવાનંદ : કેવું ભયાનક અંધારું છે, પ્રફુલ્લ! કેટલી રાત ગઈ હશે ?

પ્રફુલ્લ : હજી રાત નથી પડી, ભાઈ!

જીવાનંદ : રાત નથી પડી? તો પછી મારી આંખો સમક્ષ આ ઘોર અંધકાર શાનો ?

પ્રફુલ્લ : અંધકાર તો ક્યાંય નથી, ભાઈ! હજી તો સૂરજ પણ નથી આથમ્યો !

જીવાનંદ : નથી આથમ્યો? સૂરજ હજી નથી આથમ્યો? તો ઉઘાડી નાખ, મારા સામેની બારી ઉઘાડી નાખ. પ્રફુલ્લ, એકવાર એને જોઈ લઉં. જતાં પહેલાં એમને મારા અંતિમ નમસ્કાર કરતો જાઉં !

[ પ્રફુલ્લ સામેની બારી ખોલી નાખે છે અને નજીક જઈ જીવાનંદની સૂચના મુજબ સંભાળપૂર્વક તેનું ઓશીકું ઊંચું કરે છે. સામેજ બારૂઈ નદીની જીર્ણ જળધારા મંદ ગતિએ વહે છે. તેની પાર સૂર્ય અસ્તોન્મુખ થતો હોય છે. દૂર સુદૂર નીલું જંગલ

સ્વર્ણરંગે રંગાયેલું હોય એવું દીસે છે.
નદી તટની ધૂંધળી રેતી ઉજ્વલ થઈ
ઉઠી છે.

જીવાનંદ : ( આંખો ઉઘાડી કંપતા હાથોને જોડીને માથે લગાવી થોડીવાર સ્તબ્ધ રહ્યા બાદ ) વિશ્વદેવ ! કોણ કહે છે કે તમે અપરિચિત છો ? તમે ચિરરહસ્યથી ઢંકાયેલા છો ? જન્મજન્માંતરના સહસ્ર પરિચય આજે વિદાયના દિવસે તમારા મુખ પર સ્પષ્ટ રીતે જોઈ રહ્યો છું. ( ક્ષણવાર નિરવ રહીને ) મનમાં થયાં કરતું કે કદાચ તમને જોઇને ભીતિ લાગશે, કદાચ આ જીવનની સેંકડો ગ્લાનીઓ લાંબી લાંબી કાળી છાયા પાથરી દઈ આજે તમારા મુખને ઢાંકી દેશે, પરંતુ એ તો થવા ન દીધું ! બંધુ, આ જીવનના મારા અંતિમ નમસ્કાર તમે સ્વિકારો. ( થાકને મારે ઢળી પડતાં ) ઉ:ફ્ ! ખૂબ દરદ થાય છે !

પ્રફુલ્લ : (વ્યાકુળ કંઠે) દરદ ક્યાં થાય છે, ભાઈ ?

જીવાનંદ : ક્યાં ? માથામાં, છાતીમાં, આખા શરીરમાં . . . . . . પ્રફુલ્લ . . . ઉ:ફ્ . . .

[ ત્વરાથી ષોડશીનો પ્રવેશ. તેની
પાછળ એકકોડી અને વલ્લભ ડાક્ટર
પણ આવે છે.

ષોડશી : એ બધું શું કહી રહ્યા છે, પ્રફુલ્લ ?

[ કહી જીવાનંદના પગ ખોળામાં
લઈ બેસી જાય છે.

ષોડશી : તમને લઈ જવા માટે તો આજે હું સર્વ કાંઈ છોડીને ચાલી આવી છું. પરંતુ હાય નિષ્ઠુર, અભિમાનમાં આવી જઇને તમે આ શું કરી બેઠા !

પ્રફુલ્લ : ભાઈ, આંખો ઉઘાડો, જુઓ, અલકા આવી છે!

જીવાનંદ : અલકા? આવી તું? (ધીમેથી માથું હલાવી) પરંતુ હવે સમય તો નથી રહ્યો!

ષોડશી : પરંતુ, એ દિવસે તો તમે મને કહ્યું હતું કે તમે સંસારમાં જીવવા માગો છો – માનવીઓ વચ્ચે માનવીઓની જેમ! તમે ઘર ઇચ્છો છો, ઘરસંસાર ઇચ્છો છો, પત્ની ઇચ્છો છો, સંતાન ઇચ્છો છો . . .

જીવાનંદ : (માથું હલાવીને) ના! આજે દગો દઈને બીજું કાંઈ નથી ઇચ્છતો, અલકા! રોજ છેતરપીંડી અને દગો કરીને બધું મેળવવાની ટેવ પડવાથી મારું સાહસ બહુ વધી ગયું હતું. લાગતું હતું કે આમ જ ચાલ્યા કરશે. પરંતુ આજે એ બધાનો હિસાબ આપવાનો દિવસ આવી પહોંચ્યો. જે સૌભાગ્ય આ જીવનમાં પામી ન કરી શકયો, એટલું જ રુણ બાકી છે – ઇચ્છું છું કે એ બોજ હવે વધુ ન વધે!

[ ષોડશી જીવાનંદની છાતી પર માથું મૂકે છે, અને તે ધીરે ધીરે પોતાનો નિર્બળ હાથ ષોડશીના માથા પર મૂકે છે.

જીવાનંદ : અભિમાન પણ કાંઈ ઓછુ નહોતું, તો પણ જતાં પહેલાં તને પામ્યો તો ખરો! એથી અધિક પામવાનું દુનિયાદારીની રોજિંદી ધાંધલમાં કદાચ ક્યારેક ક્ષુણ્ણ અને ક્યારેક મ્લાન બની જાત. પરંતુ હવે એ ભીતિ નથી રહી. આ મિલન હવે ચિરસ્થાયી છે; તેનો વિચ્છેદ ક્યારેય નથી. અલકા, એ જ ઠીક છે, એ જ ઠીક છે!

[ ષોડશી બોલી શકતી નથી, દુઃસહ રુદનના વેગથી તેનું સંપૂર્ણ વક્ષઃસ્થળ હાંફવા માંડે છે.

જીવાનંદ : ઉઃફ્ ! દુનિયામાં શું હવે પવન જ નથી રહ્યો, પ્રફુલ્લ !

પ્રફુલ્લ : વેદના બહુ થાય છે, ભાઈ ? ડાકટરને બોલાવું ?

જીવાનંદ : ના, ના, હવે ડાક્ટર કે વૈદ્યની જરુર નથી, પ્રફુલ્લ !—માત્ર તું અને અલકા બસ છો ! ઉઃફ્ ! . . . સર્વત્ર કેવો ઘોર અંધકાર વ્યાપેલો છે ? સૂર્ય શું અસ્ત થઈ ગયો, ભાઈ ?

પ્રફુલ્લ : હજી હમણાં જ અસ્ત થયો, ભાઈ !

જીવાનંદ : તેથી જ, પવન નહિ, પ્રકાશ નહિ, વિશ્વદેવ ! આ જીવનનું શેષ દાન તો શું નિઃશેષ કરીને જ લઈ લીધું ? ઉઃ ફ્! . . .

ષોડશી : પતિદેવ, સ્વામી !

પ્રફુલ્લ : પ્રફુલ્લને શું આજે સાચે જ રજા આપી દીધી, ભાઈ !

34036

